તુંજ આણ; સાચે સીદ્ધ છે સહી, માટે સાચી બોલ વાણ. ૪ ભાગી દુઃખ હું તાહરૂં, જ્યાં સુધી ઘટમાં પ્રાણ. સત વચન છે માહરૂં. સાંભળ ચતુરસુજાણ. ૫ વચન આપ્યું તે લીધું કુંવરે કર મોઝાર, પ કરજોડીને બોલીઓ તે વેળા રાજકુમાર ૬ સીરકસતાનનો રાજીઓ તે તણો હું તન; ગુલબંકાવળી જોવા તણી ઇચ્છા માહરે મન. ૭ રાજપ સરવે તજી નીકળ્યો બ્હાર. ફરતો ફરતો આવીયો. તમોતણા ઘરબ ૮ હવેરાજઆપો મુજને તો ઝાલું મારગ સીધ, વીગત વાત માંડી ક મેહેતો તારી સાથ. વચન પાળો તમ તણું. રાક્ષસ કરો પ્રણામ એ વચન શ્રવણ સુણી. રાક્ષસ થયો મન ભંગ કરમે કર અરકાડીએ બોલ્યો તેણે સંગ.

ચોપાઇ—બોલ્યો રાક્ષસ મુખથી વાણ. સાંભળ માનવી ચતુ સુજાણ; તે ફુલ કોઇ રસ્તામાં નથી. સાચી વારતા કહું છું કથી, બ કાવળી નામે પરી છે સહી તેની વાડીમાં એકજ ફુલ બણી સુખક વસ્તુ અમુલ્ય તેની રક્ષા કરવા રહું છુંહું. સત્ય કરીને માનજે અઢ.ર અબજાર સરખા સેનાપતી. તેની સેનાની શું કહું ગતી એ સો બાગડ ચોકી જાણ, એક અહાર હજાર નીરવાણ. તમો કોઈ જાશો તહી, મુજને ચીંતા થશે અહીં, એના બાપનું બહુ છે સે ત્યાં તમે જાશોજી કેમ. માનથી જવાએ નહી. માટે તમો ત્યાં શો નહી, સઉ રાક્ષસ રક્ષા કરે, પવન સરખો નવ સંચરે. જમીન ચોકી વીછુને નાગ ગગને ઓ પરીની જાત, ફરતો કોટ રાક્ષસ તહી, દેવતા થકી જવાય નહી ચંદ્ર સુરજની દ્રષ્ટિ નવ જાય. તે ફુ તુજથી કેમ લેવાય પ્રથમ ચોકી માહરી સહી, માહરી નગ દીઠું, નહી. તે કેમ આવશે તાહરે હાથ. રાક્ષસ દુઃખ ધરે મન સાથ વચન માહારૂં મીથ્યા જશે. એ કારજ કેઇ પેરે થશે તેં તો શુણ કી

છે અપાર, અમરત વસ્તુ કરાવી આહાર મારૂં વચન જો મીથ્યા થાય ધીકાર પડશે હમારી કાય, ધીકાર પડજો જાય વચન ઘણું પસ્તાઉંછું મારે મન. જીવ જવા સુધી કરવાનો કાજ. બાહે ગ્રહ્યાની રાખવી લાજ, ભમણુ ભક્ષ કરેની તમો, એક રાક્ષસ તેડી આણું અમો એવાં વચન રાક્ષનાં સુણી, રસોઇ સીધ્ધ કરી ચોગણી. ચાર ઘડીમાં કરી તૈયાર, ચતુર નરને શાની વાર પોતાની વાણીએ કર્યો ટોકાર, એક રાક્ષસ આવ્યો તે ઠાર. જુહાર કરીને ઉભો સાર વાત કરવા લાગ્યો તે ઠાર. રાજકુંવરને દીઠા જેટલે રાક્ષસ મુખ બોલ્યો તેટલે એ માનવ રૂપ કયાંથી લાવીયા, એ ઉપર કેમ રાખી દયા, ઘણી સુકોમળ તેની દેહ, મન તણો ભાગ્યો સંદેહ. કેમ રાખો છો હેતજ ધરી. એવી વાણી તેણે ઓચરી.

દોહરો—એવાં વચન તેનાં સુણી, બોલ્યો મીત્ર વચન, એ દેવ થકી અધીક છે મેં તો આપ્યું સત વચન, એના ગુણનો પારજ નથી એણે આપીઓ અમરત અહાર, પુત્ર કરતાં અદકો ગણ્યો. સુણો મીત્ર આ ઠાર. ૨ મરતુ લોકના માનવી એની શોભાનો નહી પાર. બીજા ગુણ એમાં ઘણા, શા મુખે કહું વિસ્તાર. ૩ નીમકહરામ હું થયો એણે ભાગી મારી ભુખ. શું ઓશીગણ થઇશું અમો એ નરને મોહોટું દુઃખ ૪ માટે તેડયાં મેં તમો બેસોના આ ઠાર; ખાન પાન કરીયે સમી. પછી કરીએ એક વિચાર. ૫ બેઉ જણા બેઠા સહી. ત્રીજો માનવી સાથ. મુકયાં ભોજન મુખ આગળ, રાણી મન ઉલાસ ૬ સાત વાનાની સુખડી, બીજુ સાહીત અપાર મુખ આગળ સહુ મુકીયું, તે કરવા બેઠા આહાર ૭ અમરતવસ્તુ મુખમાં ધરી. ઘણા શોભતા સાર, તેમ તેમ રાક્ષસ રીઝીયા, આણી મનમાં વહાલ ૮ ધન માનવ તારી ભુખને તરપત કરયું મુજ મન, શું દુઃખ છે તારી

કાયને, કહે મુખે સત વચન. ૯ જે વસ્તુ ખાધામાં નહી, તેનો ચ-ખાડયો સ્વાદ; તુ કહે તે કરીએ અમે. મનમાં આણી ઉદાસ. ૧૦ ત્યારે પહાડ મુખ ઓચરયો એને છે મોટું દુઃખ. તેતો કામ થવાનું નથી. એવું બોલે છે મુખ. ૧૧ ગુલબંકાવળી જોવા તણી ઇચ્છા છે એને મન; તે કારણ વનમાં ભમે. તું સાંભળ મીત્ર વચન ૧૨ મહારે શરણે એ આવીયો. કરાવ્યા અમરત અહાર, નીરાશ થઇ જાશેસહી તો ધીક આપણો અવતાર. ૧૩ માટે તેડયો તુને કઇ પેરે થાય એનું કામ; મનોરથ પહોચે એહનો. તો થાય આપણું નામ.

ચોપાઇ:—એવાં વચન પહાડનાં સુણી. તેના મીત્રે વાણી ભણી-એ વાતની ચીંતા નહી એનું કામ થવાનું સહી મોકલું મહારી ભ-ગીનીની પાસ, તે પુરાવા એની આશ, ઘણી ફોજ છે સર્વથી. રાક્ષી વિદ્યાનો પારજ નથી પ્રથમ ચોકી તેની સહી. નીસ્ચે કામ કરવા-ની તહી, એમ વિચારયુ મન મોઝાર. એક કાગળ લખ્યો તતકાળ ઘણી વિનતી તેમાં લખી. તેડયો એક રાક્ષસ મુખી; જે ફરમાવો તે હું કરૂં, કહો આગ્ના તો મુસ્તક ધરૂં, તે રાક્ષસ બોલ્યો તે ઠાર મહારી બેહેન અબોલા સાર. તેની પાસે જવાનો સહી આ માણસને સાથે લઇ; પ્રથમ જઇને આશીશ કરો; પછી એના ખોળામાં ધરો તાહરા ભાત તણો એ પ્રાણ, નીશ્ચે માનજો સાચી વાણ જીવ થકી કરજો જતન. જાણે પેટ તણો મુજ તન, જતન કરી એને રાખજો એની આશા પુરી પાડજો મુખ જુબાની એવી કહી વળી કાગળ કરી આપ્યો લઇ ફુલની પેરે જાળવજે તુ, નહી તો મારી નાખીશ હું, પ્રતીઉત્તર પાછો લાવજો. ચાર ઘડીમાં પાછા આવજો. વધતી વાર લાગશે આ ઠાર. મારી નાખીશ આણી વાર; તે સેવકે નામ્યું શીશ. ઉઠયો તે વેળા તે દીશ. એક હાથપર બેસાડયા જાણ. બીજે કર ઢાંકી નીરવાણ

ગગન મારગે ચાલ્યા વહી. ચાર ઘડીમાં પહોંચ્યા સહી અબોલા બેઠી હતી મુકામ ઘણી શોભા છે તેણે ઠામ. દીઠો અનુચર હરખી નાર. તેને જોઇને કર્યો જુહાર મુખ જુબાની સઘળી કહી, ખોળા મધે મુકયો લઇ જોઇ મુખને હરખ્યા મન ધન્યધન્યરે આજનો દન જાણે પ્રગટયો દીનકર સુર એવું તે માનવનું નુર. અબોલા બોલી તે ઠામ, મારા ભાઇને કહેજો પ્રણામ તમે મોકલ્યો તે મહારે પ્રાણ, નીશ્ચે કરી ભાઇ તું મમના જાણ. તે અનુચર ત્યાંથી પળ્યો આવી તે રાક્ષસને મળ્યો; આવી હકીકત સર્વે કહી, તે રાક્ષસ હરખ્યો તહિ.

દોહરો—અબોલાએ મન વિચારીયું. માનવ આવ્યો મુજ પાસ, માહરા ભાઇએ મોકલ્યો. તેની કરવી બરદાસ. ૧ એ પુત્ર છે કોઇ રાજ તણો, આવી ચડયો હવે ત્યાંય એ બત્રીશ લક્ષણો સહી શું કરવું હવે આંય પુત્રી માહારી મોટી થઇ, જેનું મેમુદે નામ. તેની સાથે પરણાવું અમો તો થાય માહારૂં કામ; એવું મન વીચારી કરી બોલાવી મેમુદા નાર; તેડાવીને કહ્યું સહી. તુને પરણાવું ભરથાર. ત્યારે મેમુદાએ વાણી કહી, હું ખુશી અપાર; તમો એને કયાંથી લાવીયા. સાચુ કહો આ ઠાર.

ચોપાઇ—શીકાર રમવા ગઇતી બાર, ત્યાંથી લાવી રાજકુમાર; અચરજ તેતો થઇને રહી. પછી તેણે વાણી કહી માતાજી પરણાવો મુને, એતો સાચું કહું છું તુને; માતાએ પરણાવી તે સાથ, પછે રાજા સાથે કીધી વાત એકાંત જગા પોતાની સહી તેના ભરથારને તેડી ગઇ; પછે કર જોડીને બોલી નાર. તમે વીગત વાત કહો ભરથાર; રાજકુંવર પછે બોલ્યો તહી, મારી વીગત કહું છું અહીં, સમ દીધા માટે કહું છું અમો પૂછો છો તો સુણજો તમો. હું છું રાજા કેરોપુત્ર બાળપણામાં મેહેલું ઘરસુત્ર ગુલબંકાવલી જોવાનું મન, તે કારણ નિ

ફર્યો હું વન પ્રથમ કેરો કહાડયો પાર, ફરનો ફરતો આવ્યો આ ઠાર; એક રાક્ષસ શું મિત્રાઇ થઇ, તેણે મોકલી દીધો અહી અમોલાહરખી મન સાથ, તેણે મહેલ આપ્યો સાર તુને પરણાવી આપી ફરગરી મુખ થકી વાણી ઓચરી. સુખ ભોગવે નરને નાર, વઇભવ ભોગવે અપરંપાર; જોઉ ફુલ તો ભાગે દુખ, ત્યારે પછી ભોગવું સુખ પરમેશ્વરે મેળવ્યો જોગ, પણ નવ પહોચ્યા મનના કોડ; બંકાવલી ફુલ જોવું એકવાર; તો તો સફળ મારો અવતાર, નહીતો હું રહેવાનો નથી સાચી વાત તો કહું છું કથી. એવાં વચન તે નરનાં સુણી વચન, પ્રસન્ન થયું વનિતાનું મન. એ વાતની ચીંતા નથી, ગુલબંકાવલી દેખા ડીશ સરવથી, એ અમોલા માતા મુજ જાણ, રહાડેછે મુજપર પ્રાણ મારૂ વચન મીથ્યા નવ કરે, મેર કહું તો નીશ્ચે મરે જીવ એકને જુ- જવી દેહ. મારા ઉપર રાખે નેહ. બળ તણો કાંઇ પારજ નથી તેથી કામ થયે સરવથી; ભેદ પ્રપંચ કરશે તે ઠાર, માટે જાઇએ આલો ભરથાર. એવાં વીનતાનાં સુણી વચન, રાજકુંવર હરખ્યો મન. નર- નારી આવી ત્યાંય, અમોલાને લાગ્યાં પાય. દીઠાં નરનારીનાં મુખ, ઘણી રાક્ષસી પામી સુખ. ખોળામાં બેસાડી નરનાર, મુખ થકી બોલ્યા તે ઠાર; પુછે નરનારીને દુઃખ અન્યોનાં ઉતરી ગયાં મુખ. ખાવા પી- વાની નથી, કેમ દુઃખ ધરો સરવથી, એવાં વચન સુણી તે જેમ, કુંવરી લાગી માતાને પાય.

દોહરા—માતાજી સુણો મુજ વીનતી, મારાસ્વામીને દુઃખ નીસાસા નાંખે ઘણા, નથી ભોગવવાતા સુખ ૧ ખાવું નહી પીવું નહી, હાસ્યવીનોદ કે વાત; સંસારનું સરવે સુખ તજી, ઝુરે દિવસને રાત ૨ માહારે કાજ તમ આવીયા, સ્વામી ચતુરસુજાણ; આશા નવ પહોંચી મ્હારી, કરમે કીધી હાણ. ૩ ઘણી વિનતી મેં કરી ત્યારે બોલ્યા

વાણુ, ગુલબંકાવળી જોઉ નહી; તો જાશે મારા પ્રાણ. ૪ અબોલાએ આપ્યો કુંહે, હાથ ફેરવ્યો શીશ; ચિંતા તજરે દીકરા કરીશ તુજને બક્ષીસ ૫ બાગ દેખાડીશ એહનો, એમ બોલી તે મુખ ચિંતા તજ દીકરા. કરીશ તુજને સુખ ૬ ત્યાં ફરતી ચોકી રાક્ષસની ગગને પરી અતુલ્ય આંખમાં ધુળ નાખી સરવને, દેખાડશ એનું ફુલ ૭ સત્ય વચન છે, માહરૂ કરવું મારે કામ, ફુલ દેખાડું નજરે કરી તો અબોલા મારૂ નામ. ૮

ચોપાઇ—એમ કહીને મનાવ્યું મન નરનારીનું હરખ્યું વદન ખાનપાન કરાવોને જઇ, તેડું ત્યારે આવજો અહી. કહી ગયા મુકામે નારને નાર, અબોલાએ મન કર્યો વીચાર એ નર નારીને થાશે સુખ દેખાડું ફુલ તો જાએ દુઃખ વીચાર એમ કર્યો તે ઠાર. તેડયા રાક્ષસ એક હજાર; આવી કરીને નમાવ્યું શીશ, જે કહો તે કરીએ આદીશ અબોલા કહે એ કામ. ઉંદરનાં રૂપધરો આ ઠામ સળંગ મુકો આણી ઠાર, જાય ગુલબંકાવળી મેહેલ મોઝાર, ચોકીવાળા કોઇ જાણે નહી. એ રીતે કામ કરવું સહી, તે રાક્ષસે વચન ચડાવ્યું શીશ, એમ કહી આવ્યા તે દીશ. ઉંદર કેરાં રૂપજ ધર્યાં સળંગ પડવાને પરવર્યા રાક્ષસ લીધા તેને શી વાર ક્ષણ માત્રમાં પાડયા પહાડ. તે વાડીમાં પડયું દ્વાર. પાછા ફરી આવ્યા તે ઠાર; અબોલાને કર્યો જુહાર, સિદ્ધ કામ કર્યું તે વાર એવાં વચન રાક્ષસનાં સુણી ખુશાલી વાધી મનમાં ઘણી; જાઓ જંગલમાં ફરતા ફેરો, ભક્ષ ભોજન મન ગમતા કરો, એમ કહીને આપી રજાય સહુ સહુના મુકામે જાય, પાછો રાજકુંવર તેડાવ્યો જાણુ, મુખ થકી તે બોલ્યો વાણુ ગુલબંકાવળી દેખાડું આજ કરૂ તારાં મનનાં કાજ આ સળંગમાં જાઓ તહીં, દુરથી જોઇને આવો અહી, કરશો સોર તો થાશે ઘાત; નક્કી માનજે સાચી વાત,

કદાપી કોઇતે પડશે દક્ષ તો તો ઘણું ભોગવવું કષ્ટ; મેં જીવ ગયાનું કર્યું છે કામ ચેતાવું છું આણે ઠામ. એમ કહી તેડાવ્યા દાસ તતક્ષણ આવી ઉભા પાસ. આ માણસને લઇ કરી દેખાડો વાડી નજરે ભરી. સળંગમાંથી નવ કહાડશો બહાર ઉભા રહેજો જ્યાં ચરનું દ્વાર જો વાંકો થશે એનો વાળ, તો આણુશે તમારો કાળ; જમત કરી દેખડો જઇ, પાછા તેડી લાવજો અહીં. એમ કહી વળાવ્યો રાય. લઇ ચાલ્યા સળંગની માય; જે ઠેકાણે પાડેલું દ્વાર, ચાર ઘડીમાં આવ્યા તે ઠાર.

દોહરા–દ્વારને મુખ આવી કરી બેઠો અનુચર લાલ શુકબંકાવલીનો બાગજ સહી જુઓને તમે ભ્રાંત. ૧ ન્યાળીને જોયું તહીં જાણે ઉદેકારઉદ્યોત ઇંદ્રપુરી કોણ માત્ર, જેવું દેખાય જાકમજાલ રાક્ષસ સાંચે બોલીયો જાવાદે મુજને બહાર જોવું થરથાબહાર જઇને પાછો આવશું આ ઠાર નહીતો આપું તુજને નહીતો ખોઇશ પ્રાણ પતંગીઆ તેમ પડવા માંડયું બહાર રાક્ષસે ઝાલી કરી લીધો સળંગ મોઝાર. ૫ અરે મુરખ માનવી એ શું કરે છે કામ, જીવ જશે એક પલકમાં ખોઇશ મારૂં નામ ૬ જક્ષ કે વળી રાક્ષસીદેય દેખશે તારી કાય ભક્ષ કરી જાવે તુને, તેનો શો ઉપાય ૭ અબોલા. એ મુજને સોંપીઓ હું શું કરૂં આ ઠાર. બુદ્ધિભ્રષ્ટ તું કેમ થયે મનમાં કર તું વીચાર. ૮ એવાં વચન તેનાં સુણી, બોલ્યો તે મુખે વચન નવ જવા દે મુજને, તો પાડીશ મારૂ તન ૯ જીભ ખેંચી કહાડીને મરૂં કે મારીશ પેટ કટાર; જોયા વિના જવાનો નથી, મહારે મરવું એકજવાર ૧૦ રાક્ષસે મન વીચારીયું, આવી પડી મુજ શીશ, જે બનશે તે ખરી, આપી રજા તે દીશ, તુજ કારણ મરશું અમો, શું મુખ દેખાડીશું ત્યાંય લખી હશે તે થશે જે મુજ કીસ્મતમાંય. ૧૨

ચોપાઇ—એમ કહી આપી રજાય, પેઠે. કુંવર તે બાગની માંય જીવ ગએથી નવ ડરે, મન ચીંતવ્યું તેતો કરે કરેસુવર્ણ તણી છે પૃથ્વી તહીં. જરા રજને કચરો નહિ; પુષ્પ ઝાડ તો અપરંપાર કવી કહે શું કરૂં વિસ્તાર. દેવતાઇ ઝાડ દેવતાઇ ફુલ, શોભા ચિંતામણી સમતુલ્ય ઘણાં વૃક્ષ ને શોભા માન સરોવર સરખી શોભા જાણુ કોઇ રૂપ સરખી સહી તેની શોભા પારજ નહિ, કોઇ વૃક્ષે હીરા સરીખાં ફુલ ઘણું તેજ ઝળક એમુલ્ય કોઇ ઝાડ ઉપર મોતીની ઝુલ, શોભા ચીતામણી સમતુલ્ય; કોઇ ઝાડ લીલમના સહી. તેના સામુ તો જોવાય નહી કોઇ ઝાડ જાણે હીરાની જોત. ફળ જાણે ઉદેભાગ ઉદ્યોત કોઇ ઝાડ શોભે બહુ સાર ફળ જાણે રતન ઝળકાટ. મેવા કેવા પારજ નથી. એ દેવતાને દુર્લભ સરવથી. પુષ્પ સુઝાડ તેનો પાર. જોતો ચાલ્યો રાજકુંવર જોતો જોતો ચાલ્યો જાય આનંદ તેણે અંગ ન. માય; દીઠો દરવાજો તે ઠાર. સોનાના થંભ પાના દ્વાર રત્ન જડીત તણા છે કામ. ઘણી શોભા દીઠી છે ઠામ. બારી ઉઘાડી દીઠી તહી. તે મધ્યે ચાલ્યા વહી કર્યું પરમેશ્વર થશે. જોઉ આગળ બીજું શું હશે એમ વિચારી મુક્યો પાગ વળી આગળ ચાલ્યો જોઇ લાગ દીઠો ત્યાં એક સુંદર મેહેલ તે આગળ સ્વર્ગપુરી સ્હેલ. અમરાપુરી શીવપુરી કેરો ઠાઠ વૈકુંઠપુરીની સુંદર વાત, દેવતાઇ વિશ્વકર્માએ કીધ. ઘણી રચના વિધ વિધ; જાણે કોટી ઉગ્યા ભાણુ, એવો મેહેલ શોભે નીરવાણ. ગુલબંકાવળી હોજમાં સાર ફુવારા છુટે વહે અતર ધારા. તેની પાસે સુંદર તલાવ પાળ તેની રતન જડાવ તે મધે એક સુંદર ફુલ શોભા ચીતામણી સમતુલ્ય. લાલ પાંખડી ખાલી રહી, તેના શોભાનો પારજ નહિ, ગુલબંકાવળી એનું નામ. કુંવરે નિશ્ચય કીધો આમ એ સિવાય બીજી નથી. સીદ્ધ કામ થયું સરવથી વળ

ઉતાર્યો તેની વારા, પડયો જળમા નવ લાગી વાર; તેડયું ફુલ તે જતન કરી, આવ્યો બહાર તે જળમાં તરી. વળ પોતે પરીશ્રામજ કીધ, પુષ્પ કેડમાં બાંધી; લીધ પછી તેણે મનમાં કર્યો વિચાર હવે મેહેલ જોવું તે ઠાર એવું પોતે વિચારયું મન, કામ મારૂ થયું તે ધન્ય મારા પિતાજી દેખતા થશે, ચડયું કલંક તે ઉતરી જશે;પ્રભુ રાખ્યો તેં મારો ધરમ મન થયું મહારૂં પ્રસન; ન્ય રાક્ષસ ધન્ય અઓલા નાર, મહ'રૂ કામ ઉતારયું પાર.

દોહરા—જોઉ ચરચા સહુ મેહેલની એમ વિચાર્યું મન; નીરખે ચઇને પરવર્યો, કુંવર તે ભોવન.૧ ચલ્યો મહેલમાં ચતુર નર, મહા શોભા અપરમપાર; દેવકામ ઝળકી રહ્યાં, તેનો કહું વિસ્તાતર ૨ બારણું બરખાસ ને બારીઓ; જાળી અટરી માળ; સોવરણ સ્થંભ ઝબકી રહ્યાં, ચીત્ર વીચીત્ર વિશાળ. ૩ કામ છે આરસપહાણનું, જાણે જળહળ જ્યોત; દીવસ રાત જણાય નહિ ઉદેકાર ઉદ્યોત. ૪ કવી કહે શું વરણવું, મેહેલ સુંદર તે ઠારઃ ત્રણ લોકમાં શોભા નથી. તેટલો કરૂ વિસ્તાર ૫ પુરવ જન્મ સાંચે કરી. રાજકુંવર ત્યાંહ જાય; લખીત વાત માટે નહી, ભાગ્યે લખ્યું તે થાય. ૬ જોતો જોતો સઘળે ફરે. નથી ડરતો મન માંય જુવે છે રચના અતી ઘણી. નીરખે છે રાજન. ૭ પશુ પંખી કે માનવી. નથી નરને નાર; આવી રચના કોને કરી એમ કરે વિચાર, એમ વિચારી ચાલીઓ ચાલ્યો સાતમે માળ રચના છે અતિ ઘણી, તરેહ તરેહના ખ્યાલ પુષ્પ નાના પ્રકારનાં, સુગંધનો નહિ પાર; હીંડોળો હીરે જડયો, ત્યાં સુતી એક નાર ૧૦ જાણે શ-વી ઝગકી રહયો; રંભા કુળ અવતાર; જાણે ચમકે વિજળી, આવ્યો માસ અશાડ, ૧૧ તેજ ઘણું તે નારનું વાગ્યું મોહનું બાણ; આંખે તમર આલીયાં જોતાં નીરખ્યો ભાણ. ૧૨ મુરછા ખાઇ અવની પડયો જાણે સુનો સેજ; વિનતા કાંઈ નથી, જાણતી ભર નિદ્રામાં છેજ.

ચોપાઈ—હીમત રાખી ઉભો સહી, વિનતાની શોભા શી કહુ તહી; છુટી વેણુ કુચપરલપટાય, તેને જાણ મણીધરની શોભાય જોઇ થયો મન ભંગ. તેથી અદકો અંબરનો રંગ, ઝાંખી પડે તારા જોત, તેથી દાંત ઝગે ઉદ્યોત બ્રમ અણી ભ્રકુટી ભાળ, મુખ કમળથી શોભા વિશાળ. કુચ રથળના ઉપમાં બણી. જાણે શોભા નારંગી તણી, કદળી લજ્યા પામીને રહી, તેની જંગા નાજુક છે સહી, ગુલાબ જોઇને લાગ્યો દાવ જોઇ તેની પગની ચાલ, આભુષણ તણો નહી પાર જતાં તૃપ્ત થયો રાજકુમાર. નખ શીખથી નીરખી છે નાર નીસાસા મૂકયા તેણીવાર ક્યાંથી પોચે મનના કોડ તરણુ લોકમાં નહિ વિનતાની જોડ ક્યાંથી ભાગ્ય મારૂં ફળે, એવી નાર કેમ મુજને મળે, કદાચને જાગી ઉઠશે કરે કરોધ તો જીવજ જશે. હું આવ્યો તે શું જાણશે નાર. માટે નિરાની મુકુ આ હાર એમ વિચારી ગયો તેની ભણી વીંટી કહાડી સ્ત્રી તણી પોતા કેરી ઘાલી સહી, તેની શોભા ન જાયે કહી છબી તેમાં પોતાની સાર, જેવું રૂપ તેવો આકાર વીટી તેમાં પોતાનુ રૂપ અદલાબદલી કરી ચાલ્યો તે ભુપ આવ્યો જયાં ગુફા મુકામ રાક્ષશી મનમાં કર્યો વિચાર કેમ લાગી આવતા વાર એટલે આવ્યો રાજકુમાર રાક્ષસ હરખ્યો તેણે ઠાર, દીઠો માનવી હરખ્યુ મન, ઉચકીને ચાલ્યો તે વન. અબોલા આગળ મુકયો જઇ, ઘણી ખુશાલી મનમાં થઇ હસી મુખે બોલી વાણ સુણો માનવી ચતુર સુજાણ. ગુલબંકાવળીનો લાવ્યો બાગ, એવાં વચન બોલી તે જાગ. માતાજી તમારી કીરપા સાથ આશા પુરી પડી મુજ માત, હરખ્યું અબોલા કેરૂં મન. તેડાવ્યા રાક્ષસ તેણે હન. જાઓ સળંગ પુરો કામ નહિતો જાશે આપણું નામ. બરાબર બેસીને કરો પછે સુખે ફરતાં ફરો રાક્ષસ વિદ્યા તેને શી વારે પૃથ્વી મેળવી તે વાર. કરરી મોજ તમે નરને નાર. વઇભવ ભોગવો અપરમપાર. તે સ્ત્રીને આપ્યું સૂખ. ગયું તે વીનતાનું દુઃખ

દોહેરો—મનના મનોરથ પુરા થયા, ખુશાલી વધી અપાર, છે નરને નાર સુખે મળ્યાં, કિધો વાત વિચાર. ૧ ઘણી સુઘડ તે સુંદરી રૂપે રતિ સરખી કાયા તેની શોભા ચોગણી. રૂપે સુંદરાય ૨ જુગતે જોડું નરનારનું કરી વિનોદને રંગ, વધભવ ભોગવે ઇંદ્રાના, આણંદ બેઉને અંગ.૩ પ્રાતકાળે ઉઠીકરી.ગાય અહેલા પાસ, દેખીને રીઝેઘણું પામે મન ઉલ્લાસ. ૪ ખોળામાં બેસાડે લઇ, દાખા જમણી નરનાર. જોઇ મુખ નરનારનું હરખી અપરમપાર.૫ જે જોઇએ તે હાજર કરે કશીવાતે નહિ દુખ ખાય પિયે રંગે રમે. સદા ખુશાલી મુખ એકસમે તે બોલીયો વિનતા પ્રત્યે વચન. માત પીતાને મળીને જઇ મળયો માને તાહરૂ મન ૭ તારા સજનને હું મળ્યો.તું પુરણ મળે પરીવાર. રાજપાટ જઇને કીજીએ, ત્યારે સફળ થાય અવતાર ૮ રાજપાટ ભોગવ્યા તણી ઇચ્છા છે મનમાંય વિજોગ ટળે વહાલા તણો એમ મુખથી બોલ્યા રાય. ૯ મુવે છુટવાના નથી, કરમ કીધી હાણુ મનના મનોરથ કર્યા પોચશે, કાળા અહની આયુ ૧૦ એવાં વચન શ્રવણે સુણી. મેમુદા બોલી વચન. ચિંતા મનની પરહરો શીદ ધરો દુઃખ મન. ૧૧ ખુશી થયો તે રાજવી, કીધો ભોગ વિલાસ રજની વિતી રંગમાં. થયો પ્રાતકાળ. ૧૨ સ્નાન દાન ભોજન કરી. સજ્યા સોલ શણગાર. નરનારી બેઉ આવીયાં અબોલા બેઠી ઠાર.

ચોપાઇ—દીઠી નર નારીની દેહ. અબોલાને લાગ્યો નેહ. ખોળામાં બેસાડી જોડ. દીઠું મુખને પામી કોડ. ગણી કાન્તી છે રૂપ વિશાળ આપ્યું રાક્ષસણીને વહાલ દીપ વસ્ત્ર શણગાર સોળ, ચંદ્ર વદની મુખ રાતા તંબોળ. જાણે ઇંદ્ર ઇંદ્રાણી રૂપ. ગગનથી અવતરીયો ભુપ, તેવી શોભા નરની થઇ. ઘણી રાક્ષસણી મનસાં મે.ઠી માગો માગો નરને નાર. જે માગો તે આપુ આ ઠાર. વચન તમારૂ મીથ્યા નવ

કરૂ જે માગો તે હાજર કરૂં. ચંદ્ર સુરજને માગો તમો. તો તે આણી આપુ અમો. ઘણું મને આવ્યું છે વહાલ. માગો તે આપુ તતકાળ. તે વારે મેમુદા બોલી વચન. હસી કરીને તે દન. માતા માગતાં આ વ્યા નરનાર, વચન આપો તો માગુ આ ઠાર સત્યવચન આપો કર ધરી. જે માગો તે આપુ દીકરી, રખે શંકા તાં મરને નાર ઇચ્છા હોય તે માગો આ ઠાર એવાં વચન અબોલાના સુણી મેમુદાએ વાણી ભ- ણી. અમો નરનારી કેરી જોડ.માત પીતા મળવાનો કોડ કુટુંબ પ- રીવારનાં જોઇએ મુખ, તો તો થાય માતાજી સુખ. મુજ સ્વામી ઝુરે રાતને દન માત્તા પીતા મળવાનું મન માટે રજા જો આપો માય તો તો કુટુંબ મેળાવો થાય. એવાં વચન બોલી તે વાણુ ત્યારે અબોલાએ શીર મેલ્યો હાથ. મુજને વચને બાંધી કરી એ શું વાણી મુખે ઓ- ચરી. કેમ વાળીશ મારૂ મન, કેઇ પેરે જશે મારા દન તારો વાંક નથી લગાર. તારા સ્વામીએ શીખવ્યું આ ઠાર. મેં તો એને સોંપી તુને એણે દગો દીધો મુને વચન મીથયા ન કરૂં તારે વાજોગે નીશ્ચે મરૂ એમ કહી રાક્ષસી રહી ત્યારે કન્યા બોલી તહી. માવાજી હું તો તારી બાળપણાથી રાખો છો વહાલા વસ્ત્ર અભુષણને પાન. સોળ વરસની નીધાન, સુંદર સ્વામી પરણાવ્યો મુને. સઘળો ઓરીયો વીત્યો તુંને. હવે સફળ જનમારો થાય, જો વસ્તીમા જઇએ માય.

દોહરો—એવાં વચન કુંવરીનાં સુણી. હરખી અબોલા મન જાઓ નરને નારી તમો મળો કુટુંબ સાજન ૧. વસ્ત્ર આભુષણ આ પીઆ હયગય આપ્યા બહુ ત્યાંહ.જુએ મુશ નરનારનું રાણી રીજી મન માંહ ૨ એક વાર પછી આપીયો પોતાના શરીર જેહ, કદાપી દુઃખ તમે પામશો હું જાણીશ મારી દેહ. ૩ અતની ઉપર તમો બાળજો. કહી પડે કંઇ દુઃખ તે વેળા જાણુ મુજને થશે. અમો આવીને કરશું

સુખ. અઢાર હજાર રાક્ષસ લઈ, લાવી પોહોચીશ હું ત્યાંય, તારા દુસ્મન પરાજય કરીશ. નીસ્ચે જાણો મનમાંય એમ કહી વળી તેડીયા બે રાક્ષસ તેણીવાર, આવીને ઉભા રહયા કરયા દંડ જુહાર આ નરનારીને લઈ કરી ઉડો ગગન મોઝાર. એ કહે ત્યાં મુકો જાઇ પાછા આવજો આ ઠાર. ૭ કદાપી એ દુઃખ પામશે વાંકો થાશે વાળ તો તો મારી નાખીશું આણી બેઉનો કાગ પત્ર લખાવી લાવજો, એમના હાથનો અહી, એમ કહીને વીદાય કર્યા રાક્ષસને સહુ તહી. ૧૦ રાક્ષસ વાટે વીનવે ભાઇ કીયું તમારૂ ગામ, ત્યાં જઈ ઉતારીએ એમ બોલ્યા કરી પ્રણામ. ૧૧ રાજકુમાર ત્યારે બોલીયો, ફરદ શહેર મોઝાર; ત્યાં જઇ મુકો મને તો પહોચે મનની આશ ૧૨ ચાર ઘડીમાં મુકશું, એમ કહીને ઉડી જાય, આવી પહોચ્યા પલકમાં જ્યાં લાખીને ત્યાંય ૧૪ તે શહેર સમીપે જઈ રહયા દીઠા મહેલ અવાસ, કીયો મેહેલ છે તમ તણો, ઓળખ્યો તેણે ઠામ, રાજકુંવર દેખાડીઆ ઉતરયા તરતજ ઠાર. ૧૫ નરનારીને મુકીયાં, મેલીયાં મહેલની માંહ, રાક્ષસ બેઠા બારણે ઓળખે નવ તેને ત્યાંય.

ચોપાઇ—બેઉ ગયા મેહેલની માંય લાખી ગુણકા બેઠી ત્યાંય દીઠું રાજકુંવરનું મુખ, ગયું દોહલું તેહનું દુખ જાણે અંધ પામ્યો લોચન. તેથી ખુશાલી વાધી મન, દંડવત કરી નમ્યું શીશ.સફળ જન્મ થયો આ દીશ મોતીના થાળે વધાવી કરી ઓવારણાં લીધા સુંદરી પછે સજ્યા સોળે શણગાર, આવીને બેઠી નાર વીગત વાર પુછી તે ઠાર, સંક્ષેપે કહ્યો વિસ્તાર લાવો પુષ્પ આપો નાર, એ પણ છે રાજાની કુમાર, લાખી તે વારે રાજી મન. રાજકન્યા શું બોલી વચન આપણ બન્યે સહીયર થયાં દુઃખ દોહલાં સઘળાં ગયાં, ખાશું પીશું

ને રેહશું પાસ પ્રભુએ પુરી મનની આશ; મળી બેઠી રહી બેઉ પાસ રાજકુંવર ગયો જ્યાં દાસ કાગળ લખીને આપ્યો તહીં, દેશ હમારે પોહ્યા સહી; કશી વાતે દુઃખ પામ્યા નહી એમ લખી આપ્યું સરવથી માગી શીખને નીકળ્યા સહી, અબોલાને જઈ મળ્યા તહીં; સુખ બુ-બાની સઘળી કહી, કાગળ કરમાં આપ્યો લઇ એ વાત અહીંથી રહી રાજકુંવર શું કરે છે તહીં. હારયવિનોદને કરે વીલાસ ડાબા જમણી બન્યો પાસ સાત દીવસ રહી તે ઠાર લાખીશું બોલ્યા તે વાર સિરકસ્તાન જાશું સરવથી અહિયા કહયાની કાંઇ રોમા નથી, મુજ પિતાનું કરવું કામ દેખે આંખે તો થાયે મુજ નામ માટે તઇયારી કરની સહી, પાણી પીવાએ રહેવું નહિ. લાખીએ વચન ચડાવ્યું શીશ ઉઠી તે વેળા તે દિશ માલ ખજાનો ધન ભંડાર ચડાવ્યું સરવે વહાણુ મોઝાર ચિરકસ્તાન જાવા તઇયાર સામાન સરવે કહાડ્યો બહાર; રાજકુંવરી બેઉએ સાર, વહાણુમાં બેશી જાઓ તે ઠાર, હું પગવાટે આવીશ તહી એવી વાણિ વિનતાને કહી એવી વાત કરે તે દિશ, દરવાને જઇને નામ્યું શીશ; કેદી લાચાર રાજાના બાળ, તે કહે છે હમારા શા હાલ જો ફરમાવો તે કીજીએ જીવતદાન અમને દીજીએ એવી વાણી લાખીએ સુણી. મુખ થકી તેણે વાણી ભણી, સમાચાર રાજાને કહું ત્યાર પછી તમને જાવા દઉં.

દોહરો—એવા વચન લાખીનાં સુણી, ગઇ રાજાની પાસ કર જોડી કરી વીનતી કરી વાણી પ્રકાશ ભાઇ તમારા છે કેદમાં તેને કહાડોને બહાર તમને જેમ મનમાં ગમે તેમ કરો આ ઠાર. એવાં વચન વિનતાનાં સુણી તેડ્યા સભાની માંહી. ચાર જણા આવી કરી કરજોડી ઉભા ત્યાંય. ૩ પુન્ય તણા પ્રતાપથી, ભાઈ તમે જીવ્યા જાણ, ઉરઉપકાર તમો કરા ઉગારો હમારા પ્રાણ. ૪ તમ વિના

મુકાવનાર કોઇ નથી, નવ ટળે હમારૂ દુખ; એમ કહીને ટળવળ્યા, કરોની હમને મુખ તમો લાખિને જીતીયા, માટે કરો પરમાર્થ કામ કાળાગ્રહથી છોડાવીયા, રાખી હમારી હામ. ૬ કરજોડી કરગરે આ બંધથી મુકાવો ભ્રાત; ગુણ તારા ભુલું નહી લઇએ લાખેણી વાત એમ કહીને રૂદન કરે ત્યારે દયા આવી મન; મન થકી બોલીયા ત્યારે હશી કરી રાજન. ૮ તમો તો ચારે હારીયા ગુલામ તો થયા આ ઠામ; હવે કેઇ પેરે છુટશો, પોતે મનની હામ. ૯ નામ શેમાવતો નહિં ટળે લોની કપાળે છાપ, પગમાં નિશાની લોહો તણી તો મુકી જીવતા આપ ૧૦ ત્યારે ચારે જણા કરે વિનંતી અમો રાજાના છીએ તનઃ કુળને ખાંપણ લાગી ઘણી, આપ વિચારોની મન ત્યારે રાજા બોલિયો, લે જંઘા ઉપર હામ, ને વાત કોઇ નવે જાણેશે મુકી દેઉ આ ઠામ, નિશાની કીધા વિના, કોઇ નવ મુકે ગુલામ, કબુલ કરો મુજ વાતને તો મુકી દેઉ આ ઠામ ત્યારે ચારે જણે વિચારીયું કોઇ નવ જાણે પેર ગુલામ ડાઘ દેવડાવીએ, જઇએ આપણે ઘેર. એમ વિચારી મન વિષે કબુલ વાત તે કીધ. મોહોર એક કીધી સહી, કોરી લેખ લખીઓ સીધ, જંઘા ઉપર મારીયો ચીસ પાડી ત્યાંય બહુ તહ પછે આસના વાસના કરી તેને રજા આપી તે સહી.

ચોપાઇ—ત્યાર પછી આપી રજા, ખુશી થાય છે મનની માંહ ભાઇ જાણી આપીયો શણગાર, દીધાં આભુષણ વસ્ત્ર અપાર લાખ લાખ રૂપિયા આપ્યા સહી, વિદાય કર્યા ચારેને તહી. વિનતા માલ વળાવ્યો જાણ, સિરકસ્તાન ભણી નીરવાણ. પોતે જોગી લીધું રૂપ. પુષ્પ લઇને ચાલ્યો ભુપ. ચાર જણા તે વારે જાય. તેની ચરચા જોતો ત્યાંય લાખ રૂપઇયા સહુ પાસે રોક સમીયા તેના મનના શોક અહિંસો રાખ્યા રવર, સજ થયા તે રાજકુમાર. તેની પછવાડેફકીરજ

પરે તેની વાત કાંઈ નવ કળે; મુકામે બેશ પ્રાણી પાસ, કરે વાત આણી હુલાસ ફકીર ત્યાં આવ્યો સહી ચારે કરી સલામજ તહી. આવો બેસો તમો આ ઠામ ક્યાંથી આવ્યા કિયે જાશો મુકામ સાચી વાત એમને કહો; ફકીર બોલ્યો તે લહો; રહેવું અમારે વન મોઝાર આજની રાત રહેવું આ ઠાર કંદમુળનો અહારજ થાય જઈશું જંગલ વહાણા માંય; તમો ક્યાંથી આવ્યા ને ક્યાં જશો, કોણ જાતને ક્યાં તમો વસો. રાજવંશીના સરખી કાય, શું ધારી નીકળ્યા મન માંય; ચાર જણા વિચારજ કરે ફકીર પ્રમાણેવાણી ઓચરે પોતાની હકીકતની કહી વાત ફકીર સમજ્યો મન સંગાથ મળ્યાં વનમાં ચોરો સહી પ્રત્યે વાણી કહી, અમને તે ફુલ મળ્યું નહી પાછા ફરી ઘેર જાશું વહી.

દોહરો—જુઠી વાત કરો હંકાર આપ વખાણ જે નર કરે તે મુરખનો સરદાર. ૧ મુલક મુલક ફર્યા તમો, તમ વિના ચતુર નવ કોય, તે સાચું જો જાણીએ, તે ફુલ દેખાડો સોય લખાડ વાતબોલો તમે, મનમાં ધરી હંકાર, એ બોલવું તે મુરખનું ચતુર કરો વિ· ચાર ૩ બંકાવળીનું પુષ્પ મુજ કને. કેમ આવે તમ હાથ, એમ કહીને દેખાડીશું અચરત પામ્યું સઉ સાથ. એમ કરીને કહાડીયું જુવે છે સઘળા લોક, એ સાચું કેમ માનીએ સાચું જુઠું ફોક. ૫ એમ કહીને તેડીઓ, એક અંધ જતો તે વાર; આ નરને કરો દેખતો, તો સાચી માનીએ વાત. ૬ આંખડી માંહિ અંજન કરયું. પાંખડી પુષ્પની એક, ફાટી પડળ ઉડી ગયું ને રહ્યો તેનો ટેક. ૭ ઘણા વરસની ખોડ હતી. તે સારાં થયાં લોચન, ફકીરને ચરણે નમ્યો. હરખ ધરીને મન ૮ જીવતદાન જાણે આપીયું, ને ટાળી હમારી ખોડ, એમ કહી નેફરી વીનતી તમે છે બેઉ કરજોડ. ૯ અચરત પામ્યા ચારે જણા નીસ્ચે એતો વાત, મારી કરીને લીજીએ, અથવા કરીએ ઘાત ૧૦ એમ કહીને ઉઠીયા, અહી નમતરવાર, એ ફુલ અમને દીજીએ, નહી તો મારૂં આ ઠાર

ચોપાઇ—એમ કહીને ઉઠયા જોધ, અંતકરણમાં આણી ક્રોધ, ખુશી થઇને અમને આલ, નહિ તો આવ્યો તારો કાળ. આપો તો જાવા દેઇશું નહિ તો મારીને લઇશું, ત્યારે પસ્તાયો પોતે તે દિસ, વગર સમજયું કરયું એ ઇશ, બધિ ચતુરાઇ મારી ગઇ, પોતે ફુલ દેખાડયું લઇ. માટે લખિ વાત મટવાની નથી, હજુ દુઃખ કેટલું સરવથી સુજ પીતા ફેરૂ તો દુખ જશે, દેખાશે આંખેને સુખીયો થશે, પાસ પ્રભુએ દુનીમાં નાંખીઓ જશ મહિમા તેને વાધીયો એમ ધરમ તરવાનો સહિ, ન આપું તો મારે અહીં, એમ વીચારયું મન મોઝાર આપ્યું ફુલ ન લાગી વાર શા સારૂ મારો છો તમો, લ્યોને ફુલ આપુ છું અમો, ગુલબંકાવળી તણોછે બાગ, લાખો ફુલ છે તેની માંય, તમારે મન અમુલખ સરવથી, આ મારે મન કોડીનું નથી. એમ કહીને આપ્યું હાથ, ચાર જણા હરખ્યા મન સાથ. મુકી ફકીરને ત્યાંથી વળયા પોતાને દેશ સમીપે પળ્યા કુચ મુકામે ચાલ્યા જાય આવ્યા સહી સીરકસ્તાનની માય, નગર મધ્યે વધામણી ગઇ. કુંવરૂ રાયના. ઓસીગણ પોતાને થઇ, જલદ રાજા હરખીયો તહીં. ઉઠયા તે વેળા તે દન; પુત્રનું મુખ જોવા થયો પ્રસન, જે વેળા જોઇશું પુત્રનું મુખ તે વેળા ટળે મારૂ દુઃખ એમ વીચારી મન મોજાર અસવારી કિધિ તઇયાર, ગામની બહાર જઇ સભા કરી, અઢારે વરણ આવિને અડિ. અમુલખ વસ્તુ લાવીયા, તે જોવાને સહુ આવિયા, ઘણી ખુશાલી અપરમપાર, ચાર કુંવર આવ્યા તે ઠાર. હડવંતકરી લાગ્યા પાં, રાજાએ ચાપ્યો રૂદિયા માંય, પુછે હકિત રાજા તહિ, સંક્ષેપે વિસ્તારી કહી, મહા દુખથી આવ્યા છીએ અમો, શું વિસ્તારી કહીએ તમો એમ કહી મુકયુ તે ઘડી, સઉને વાત તો અચરત પડી. વખાણ કરે તે વારમવાર, ધન ધન તમારો અવતાર; તમ વિના કોણ કરે

કામ, બત્રિસ લક્ષણા તમારૂં નામ. ત્યારે ચારે કુંવર બોલ્યા તહીં, અમો ગયાતો લાવ્યા સહી, બીજો કોઈ લેવાને જાત, તો નિશ્ચે પામતા ઉતપાત.

દોહરો—એમ વખાણ સહુનાં સુણિ, ચારે હરખ્યા મન; તે ફુલ માંથીકહાડી પાંખડી, મેહેલી તેણે દન. અંજન કિધું આંખમાં, પોતાના પીતાય, નેત્ર પડદો ફાટી ગયો. થયો દેખતો રાય, ૨ અંધ તે લોચન પામીયો, તેથી બીજું શુ સુખ; દાન્ય પુન્ય દીધાં ઘણાં, ભીક્ષુકની ભાગી ભુખ. ૩ કંચન મેહા વરસાવતો, પાછો વળ્યો પુર માંય, ચારે પુત્ર મુખ આગળે, શોભા કહી નવ જાય. ૪ કોઇ વધાવે મોતિડે, કોઇ પુષ્પેરે વિશાળ, ઘેર ઘેરથી લે વારણાં નાના મોટા નરનાર. ૫ છત્રીશ વાજાં વાગી રહ્યા. બોલે બંદીજન ભાટ, જાચક જશ બોલે ઘણા, નહી કોઇને ઉચાટ ૬ વાજતાં ગાજતાં આવિયા, પોતાતણે સુકામ, ખુશાલી વાધી સરવને, મુખથી બોલ્યો તે ઠામ. ૭ ફરી લોચન મુજને આપીયાં, પરમેશ્વર બીજી વાર. તે પ્રતાપ મારા પુત્રનો સફળ કરયો અવતાર ૮ નેત્ર સમાન બીજું નહીં, ઘણી ખુશી મુજ મન, હવે ખાઓ પીઓ ખુશી કરો નગર ભલે સહુ જન. એક વરસ લગી રહી, કોઇ નવ કરે વણજ વેપાર, ખાન પાનને રંગ રાગ. કરે સહુ નરને નાર, ૧૦ ધાન ભંડાર ભરાવીયા, ગરીબ લોકોને ઘેર, ઘેર ઘેર વાજે ઢોલ મદંગ, ખાય પીએને મોજો કરે, આનંદ સહુને અંગ. તાજલસુખ પાછો દુઃખી થયો, ૨ રહયો વન મોઝાર, હવે ગુલબંકાવળી જાગી ઉઠી, તેનો કહું વિસ્તાર.

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી, બંકાવળીની શી ગત થઇ, તે પહેરી વસ્ત્ર નીકળી બહાર, આવી હોજ ભરયો તે ઠાર. મુખ પખાળ્યું હેતજ કરી, વેણુકુટી જે સુંદર, નજર પોતાની હાથ ઉપર ગઇ, વીંટી પોતાની કરમાં નહિ. મુદ્રિકા કોઇ નરની સહી. અચરત

ચિનતા મનમાં થઈ. આતે કારણુ શું કિરતાર, કોણુ પુરૂષ આવ્યો આ ઠાર. એટલી ચોકી વિટાળી કહિ, કો નર આવ્યો હિમત ધરિ; એમ વિચાર કરે મનમાંય, ગઇ નજર તે તળાવ છે ત્યાંય, તેમાં જુવે તો ફુલજ નહિં, ચારે દિશાએ તહીં; અચરજ સરખું દીઠું આ ઠામ, કોણે કરયું તસ્કરનું કામ; તે નરે પિધું અમરતનું પાન, નજર નાખી ગયો તે ઠામ. દેવ દાનવથી નવ અવાય, ઘણી વિમાસણુ મનમાં થાય; ધન ધન તેની માતાની કુખ, તે નર જોઇ ગયો મુજ મુખ નગ્ન જોઇ તેણે મારી કાયા, મેં નિશ્ચે કરયુંછે આય; પુષ્પ પરિમળ તેણે સંગ લિધ, ગયો કામ પોતાનું કરિ સિધ; નખથી તે સાથે નિહાળી ગયો, હવે શો ઉમેદ તે નરને રહયો. નીદ્રામાં મેં જાણ્યું નહિ; ગયો વીટી બદલી તહીં; અંબર નિહાળી ગયો મુજ મુખ કુચ ઉપર મુકયો હવે હાથ, નિહાળી હશે મારી જાત. વ્રત ભંગ કુંવારીનું કરયુ, હવે બીજે ચિતે કેમ ધરૂ; માટે તે નર સાથે વરૂ, નહી મળે તો નીશ્ચય મરૂં; વર મુજ પ્રાણુ જીવન આપ, અવરપુરૂષ ભાઇને બાપ માનવની બુદ્ધી આ ઠાર; તે વીના બીજો કોણુ ભરતાર; એમ વિચારયું પોતે મન, એક સહસ્ત્ર પરી તેડી તે દન. સરવે આવીને ઉભી તે જાણુ, વિચાર કરીને બોલી વાણુ; તમે શું ચાકરી કરી મારી, ફુલ અહીંથી કોઇ ગયો હરી. તે નરને લાવો નીરધાર, નહીતર મારી નાંખીશ, આ ઠાર. અઢારહજાર રાક્ષસ અધીપતિ તે સાથે બોલી વીનંતી; તમે શું રક્ષા કરી આ ઠામ, ખોઇ નાખ્યું મુજ પીતાનું નામ; બાગનું ફુલ લઇ ગયો સહી, પીતાને જવાબ શું દેશો તહીં; માટે સોધી કહાડો તતકાલ, લઇ જનારાના જેઉ હવાલ. એક સહસ્ત્ર પરી શું બોલી વાણુ, શોધી લાવો નહી તો ખોશો પ્રાણ; એ રીતે ચમકાવ્યા સહુ સહુને રીસ ચઢે છે બહુ.

દોહરો—રાક્ષસ સઘળા કોપીયા, કેણે કરશું એ કામ; અપ કીરતી થઇ જગતમાં; બોળશું બાપનું નામ, ૧ ખોળ કરવી અતી ઘણી. બોકલ્યા રાક્ષ દશવીશ, પકડી લાવો ચોરને, તેનું છેદીયે શીશ. ૨ હજાર રાક્ષસ દોડીયા કોઇ ગંગાને પડવી જાણ; પહાડ પરવત જંગલ સહી શોધી વળ્યા નિરવાણ ઘણા મુલક શોધી વળયા ૩ પણ નવ લાગી ભાળ, નીરાશ થઇ સહુ આવીયા, દેખાતા વિકાળ ૪ નામ નીશાન જાણ્યું નહિં, તે કેમ આવે હાથ; નીરાશ થઇ બેઠા સહી, રાક્ષસ કેરી સાથ. ૫ ઠામ ઠેકાણું તેનું મળે, તો શોધી કહાડીયે ગામ, મારી મોહોલમાં લાવીએ, પાછું ફુલ આ ઠામ. ૬ એમ કહીને નીકળીયા, કોણ પુરૂષ એ સોય, સઉનું મુખ ઉડી ગયું; કારણ નવ મળે કોય. ૭ સહુએ ફરી સોધી વળી, મુલક મુલક અપાર; થાકીને આવી સહુ બંકાળીને દ્વાર. ૮ કરજોડી કરી વીનંતી, જોયા પહાડને વન; વરતી જોઇ બીજી ઘણી, શું કહું મુખે વચન ૯ ગુલબંકાવળીએ વિચાર્યું, મારે કરવું એ કામ, ભેદ પડપંચ કર્યાવિના કેમ પોહોચે એ હામ. ૧૦

ચોપાઇ—માનવલોક જોઉ સરવથી, તેની બુદ્ધિનો પારજ નથી; માટે જોઉં ત્યાંના લોક, કદાપી સમશે મનનો શોક; એવું મન વિચારી કરી, ઉડી મન વિચારી કરી; ઉડી સમુદર પરવરી, ઉતર દિશાનો જોયો દેશ, બદલી કરી પોતાનો વેશ, જોતી જોતી તે પછે ગઇ, તોએ ભાળ તો લાગી નહિં અનેક વેશ પોતાના કરી નગરી બધી જોતી ફરી પશ્ચીમ દેશ નીહાળે સરવ, નીરાશ થઈ મુકયો મન ગરવ ત્યાં થકી નવ જડી ભાળ, પછી દક્ષીણ ઉતરી તતકાળ અનેક રૂપ કર્યાં પ્રકાશ જોયા દેશ આણી હુલ્લાસ; બાગ બગીચા મહેલ અવાસ; કોઇ સ્થાનક નવ પોચી આશ, વાયુ રૂપ તેને શીવાર, લીધો દક્ષીણ

દેશનો પાર. નિરાશ થઇ ત્યાંથી પરવરી, પુરવ બાજુી તોતો સંચરી, ભુમી પોતાની કરે પ્રકાશ જોવાને લાગી તે ચોપાસ, ઘણા દેશ જોયા સરવથી, તોએ ભાળ કાંઇ જડતી નથી. ત્યારે મનમાં થઇ નીરાશ અરે દઇવ નથી. પોચતી આશ, એમ કહી ચાલી જેટલે શીરકસ્તાન આવી તેટલે. જોવાને લાગી તે ગામ. ઘણી શોભા છે ઠામો ઠામ ઘેર ઘેર વાગે ઢોલ મરદંગ, રાગ અલાપે નવલા રંગ ખાન પાન થાય અપરમપાર, જોતાં અચરજ પામી નાર, ઘણા મુલક જોયા સરવથી આવી ખુશાલી કંઇ નથી.

દોહરો—તે નગરમાં સંચરી, ધરી મરદની કાય, પુછવા લાગી લોકને શો હરખ છે પુર માય. ૧ ઘેર ઘેર રંગ મચી રહ્યો હરખે સહુનાં મન, વસ્ત્ર આભુષણ સરશે સજ્યાં, શું છે દિવાળીના દન ૨ એવાં વચન શ્રવણે સુણી બોલ્યાં પુરના લોક નિત દિવાળી આ દેશમાં, નથી કોઇને મન શોક ૩ અમારા રાજાનાં નેત્ર ગયાં નથી કાંઇ તેનો ઉપાય, હકીમ એક બોલ્યો અહીં. ભરી સભાની માંય ૪ ગુલબંકાવળી પુષ્પ મળે સહી. અંજન કરે જો રાય.સો વરસનો અંધ હોય જો કદી. તરત દેખતો થાય ૫ એવાં વચન તેનાં સુણી ખોળ કરાવી અપાર, કોઇ ભાળ લાગી નહિ દીલગીર થયો તે રાય એના પુત્ર છે ચારે પરાક્રમી તેણે કરી સલામી, જંગલે જંગલ તે ભમ્યા લાવ્યા ફુલ આ ઠામ અંજન કિધુ આંખમાં થયો દેખતો રાય; ખાંપણ ટળીયું આંખનું આનંદ અંગ ન માય ૮ પૃથ્વીપતી ઘણું રીઝીયો બોલ્યો બોલ. એક વરસ લગી સહુ મેમાન ખાવો પીવો કરો કલોલ. ૯ ખજાના આપ્યા છે ગરથના. જેને જોઇએ તે ખાય. નીત દિવાળી સરવને. આનંદ અંગ ન માય ૧૦ એવાં વચન તેનાં સુણી, હરખી બંકાવળી મન. ધન ભાગ્ય માહરૂં ધન્ય આજનો દિન.

૧૧ સફળ જન્મ માહરો થયો, મળી નિશાની આ ગ.મ; ફુલ તણો એ તસ્કર સહી. મુજને મળીઓ આ ઠાર ૧૨ પ્રસન્ન થઇ મનના વીરે, ગઇ શહેરની બહાર, આગળ જળ છે નદી તણું ઉતરીયા તેણે ઠાર. ૧૩ જળ ક્રીડા વિનાતાએ કરી, શુદ્ધ કર્યું શરીર, અદભુત રૂપ કર્યું નર તણું, જોઇ કોઇ બાવન વિર. ૧૪ દેવતાઇ વસ્ત્ર અંગે ધર્યા સજ્યા ત્યાં શણગાર, મરાઠી પાઘ મસ્તક ધરી, મુખે શતાં તંબોળ ૧૫ રૂપ પ્રકાશ્યું પોતા તણું, નર તણી કરી કાય, કોઈ દ્રષ્ટે જઇ નવ શકે. ઝબકારે આંખ મીચાય. ૧૬ કેડે કટારી વાંકડી, શોભે ધનુ-ષ્યને બાણ; સોભાથી આવી પુર વિષે, ચતુરસુજાણ. ૧૭

ચોપાઇ—જોઇને હરખ્યા સહુ લોક. જે દેખે તેના સમી ગયા શોક ઘણી સુકોમળ તેની કાય. સ્વરૂપે ચંદ્ર સુરજ ઝંખવાય. એવું કારમું કીધું રૂપ જે દેખે તે હરખે ભુપ. નર નામે મૂકયા અંકાર એ કોઇ દેવીશી અવતાર સ્ત્રી દેખી કામાતુર થાય. ધન ધન એ નરની કાય. શોભા તણું એ છે સુખ. એવું રણીઆમણું શોભે મુખ એમ. મોહ પામ્યું બધું ગામ ફરે છે પુરમાં ઠામો ઠામ. જે દેખે તેનું મન ચળે તેની પાછળ નરનારી પળે તે ખબર રાજ સભામાં થઇ તખ્ત પર બેઠા તે તહી અરજ બંગીએ કરી સલામ, માંડી વાત કહી નવ જાય જાણે ઇંદ્રાસનનો ભુપ. ધરીઆવ્યો માનવનું રૂપ તેની શોભા કહેવાતી નથી તે સમાન કોઈ પૃથ્વીમાં નથી. ઘેલાં કીધાં સહું નરને નાર જોવા મલી સહુ ઠારો ઠાર. એવાં બંગીનાં સુણી વચન જલદારાયનું હરખીયું મન. તે પુરૂષને લાવો અહી. એવી મુખથી વાણી કહી. ઘણું સ્વરૂપ છે રૂડી કાય જોઇએ તેને લાવો આંય વજીર મોકલ્યો તેણે ઠાર માન દઇને લાવો આ વાર. ઉઠયો વજીર નાગીને શીશ આવ્યો બજાર

ભણી તે દીશ કરી સલામને જોડયા હાથ, પછે વાત કરી તે
સાથ ધન્ય ભાગ્ય ધરતીનું સહી, તમ સરખો ન આવ્યો અહીં,
પ્રસન થયું છે બધું ગામ, ભલે પધાર્યા આણે ઠામ; રાજ સભામાં
ચાલો સહી, રાજા મળવા ઇચ્છે તહી, મુજને મોકલ્યા તેડવા કાજ
સભામાં જયાં મહારાજ, ફિન વચન વજીરનાં સુણી બંકાવળીએ વા-
ણી ભણી; શાને દિલગીરી થાઓછો તમો ચલો સભામાં આવુ અમો
એમ કહી તે ચાલ્યા ત્યાંય, વજીર તણી ઝાલીને બાંહ્ય; રાજસભામાં
ઉભા જઇ જોતાં ખુશાલી સઉને થઇ. રાજાએ દીધું સનમાન; મુખ
વાસ આન્યાં બીડાં પાન; કોણુ દેશ નીકળ્યા આ કામ, કોણુ જાતને
શું છે નામ; ત્યારે બંકાવળી બોલી એ ઠામ, મધરબ શહેર અમારૂં
ગામ; સોદાગર કેરો હું તન, પુષ્પસેન મુજ નામ રતન, ઉમેદવાર
ચાકરીની સહી. દાણો પાણી ત્યાં રહેવું જઈ. સુણી વાતને હરખ્યો
રાય, મારી પાસે રહો ભાઇ આંય.

દોહરો—જલદરાય એમ બોલીઓ, ભાઇ રહો અમારે ઘેર,
મન ગમતો મહીનો લ્યો, મોજ કરો બહુ પેર. ૧ મારી પાસે બેસી
રહો, નવ કરવું હવે કામ. ખાઓ પીઓ સુખ ભોગવો, આવો આ
ય મુકામ. ૧ એવાં વચન સુણી રાયનાં, બંકાવળી રીઝી મન; રાજ
સભામાં નીતે રહું, કબુલ કરયું વચન. ૩ ભાળ મળી મને ગામમાં
મળશે મારો ચોર; હીમત રાખીને રહુ, પુરૂષ થઇ આ ઠાર, નીશ
પડી તેણે સમે, બેઠા સભામાં રાય. ચાર પુત્ર પેલા આવીયા. પીવાને
કસુંબાય. ૫ સુંબન દઇ ચાપ્યા રૂદે, બેસાડયા સભા સઉ જોઇ રહી
પામી મન ઉલાસ. ૬ ત્યારે બંકાવળી ઓચરી, ધનુષ ધરયું છે નામ,
કોણુ પુરૂષ એ કોણુ તણા. કેમ આવ્યા ઠામ. ૭ ત્યારે સભા સઉ
ઓચરી, એ રાજાજીના તન. ગુલબંકાવળી ફુલ લાવીયા, કરયા દીન
લોચન, ૮ એવાં વચન સંરવેનાં સુણી, જોયાં નરના મુખ. પરીક્ષા

કરી તે નર તણી પામી મનમાં દુઃખ. ૯ સુરપના સરદાર એ બુદ્ધિ લીધુ અપાર; મુખ જોતાં કીંમત કરી, જાણું માત્ર મોઝાર, ૧૦ એ નર તણો શો આશરો, તે નર બાવન વીર; ધન્ય છે તેની માતને, જેણુ જોયું મુજ શરીર, ૧૧ તે નર તણા એ ચોર છે, દગો તે સાથે કીધ, ફુલ લીધું તે પાસથી જશ જગતમાં લીધ. ૧૨ ભાળ તેની મળશે અહીં, એમ વિચારેયું મન, પ્રભુજી આશા પુરશે, સમરથ જગજીવન ૧૩

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી, તાજલમુખની શી ગત થઇ, ફુલ ન રહ્યું પોતાની પાસ, છેક થઇ બેઠો નિરાશ મહેનત મારી મિથ્યાર ગેઇ. કીરતી તેની જગમાં તેની થઇ,લાખી આવશે લઇને વહાણ મુજ વિના તે તજશે પ્રાણ. બન્ને સ્ત્રીની હત્યા થશે, કોઇ પેરે તે છુટશે,એમ મનમાં કરશો વિચાર.ચાલ્યો ત્યાંથી રાજકુમાર.જે રસ્તે ભાઇ ગયા.હતા વહી. તે પગલે ચાલ્યા સહી, થોડા દિવસમાં ગયો તે ઠામ, સીરકસ્તાન છે પોતાનું ગામ. જોજન એક રહ્યુ તેહ ચતુર નરે વિચાર્યું એહ. જો કદાપી નગરમાં જાઉ. તો તો તરણાથી હલકો થાઉ મારી વાત કોઇ માનશે નહી. મુજને મારી નાખશે સહી. પીતાતણે મન હુંતો કાળ. નામ સુણતામાં મારા બેહાલ. મારૂં મોહો જોવાનું નથી માટે ત્યાં જવાનો નહી કદી, માટે ત્યાં જઉં તો ફોક. એવો મનમાં પ્રગટગો શોક. નથી સુઝતો એને એકે વિચાર, બેઠો જંગલમાં ગુણભંડાર. એક તરફ નદીનું નીર. એક તરફ ઝાડી ગંભીર.બેઠો કર કપાળે દઇ, અભોસા સાંભળી આવી તહી, તેની કૃપાથી પામ્યો ફુલ, વાળ આપ્યો છે અમુલ. કદાપી સંકટ પડે શરીર, બાળજો ધુપ અગ્નિ પર વીર, તરત આવાને કરવાની સહાય. વચન આપ્યું છે મુજ કરમાંય તેને હુંતો સમરૂ આજ. તેવિના સરવાનું કાજ. એવું આપ વિચારયુ વન્હી પ્રગટ કરયો તે દીનકહાડયો વાળ નવ લાગી વાર, અગ્નિપર મુકયો

તતકાળ. આંચ લાગી તેને જેટલે, અમોલાએ જાણ્યું તેટલે; થયું તે વીનતાને જાણુ, મહારા પુત્ર પુત્રી દુખીયાં નીરવાણુ તેણે વાળ માહરો બાળસે સહી, તેની સુગંધ આવી અહીં; મહારે કરવું તેનું કામ, ત્યારે હું બેસુ કરી હામ. અઢાર હજાર રાક્ષસને લીધાં, પોતે પંથ કરયો તે સીધ; સુગંધ વાળની તકી, તે દિશા ભણી વીનતા ગઇ. વાયુ રૂપ તેને શી વાર, આવી જ્યાં બેઠા રાજકુમાર.

દોહરા—અઢાર હજાર સાથે ઉતરી, જાહાં બેઠો રાજકુમાર, પુત્ર કેમ સમરી મુને, શું દુઃખ આ ઠાર ૧ આ જંગલમાં એકલા તજી સ્વજનનું સુખ. કેમ એકલો આ વન વીશે, ને શું છે મનમાં દુઃખ. ૨ મેમુના મારી દીકરી, તે તન મન માહરૂં પ્રાણુ. તેને મુકી વનમાં ભમો સાચું બોલો સુજાણુ.૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો માતાજી સઘળુ સુખ, વઇભવ નાના પ્રકારનાં પણુ એક વીત્યું દુઃખ ૪ મેં તનને સમરયા માવડી. સમજણુ ન પડે મુજ;સમરતાં માત્રમાં આવીયાં, ટાળવા મહારૂં દુઃખ. ૪ હવે આશા પુરો માવડી, તો તે, ભોગવીએ સુખ, એવાં દીન વચન તેનાં સુણી, દયા આવી ગઇ મુખ. ૬ એ શું ઇચ્છા છે તાહરે. બોલનો સત્ય વચન. માતાજીશું ઓચરૂં, બોલતા આવે લાજ. ૭ એ દેવતાને દુરલભ સહી, તે કયાંથી સરે કાજ, અમોલા મુખ ઓચરી, તજેની મન ચીંતાય ૮ છે કંઇ ઇ ચ્છા મન વીશે, તે લાવી આપીશ રાય, લાજ તજી મુને કહો, તો કામ તમારૂં થાય. ૯ ત્યારે રાકુંવર મુખ બોલીઓ, ચરણે નામ્યું શીશ ગુલબંકાવળી જેવો બાગ કરવો છે આ દિસ ૧૦ તેવો મહેલને તેવા ચિત્ર, તેવો હોઝને તેવાં ઝાડ, કરી આપો મુને માવડી, તો પહોચે તો મનમા કોડ.૧૧ અમોલા ત્યાં વિસ્મે થઇ,એ થાય કેમ કામ, મેં બાગ જોયો નથી, જોયા મહેલ મુકામ. ૧૩ ઠીકાવિના કેમ કૈ

કરૂં, મેહેલ બેઠક રચના બાગ, સળંગ પડાવી તમને દાખવું, ને કેમ થાયે આ જાગ. ૧૪ દીઠાં હોય મેં દષ્ટિએ, તો કરતી તમારૂં કામ, વીશકરમા તેડાવીને રચવત ઉત્તમ ઠામ, ૧૫ માતાજી તમ કૃપાથકી, જોઈ આવ્યો તે બાગ, કહો તો દેખાડીએ, કાગળમા સહિ વાત ૧૬

ચોપાઈ--કાગળ દુવાત ત્યાં લીધી, ચીતરવાને બેઠો તહિ, જે પ્રમાણે હતું તહીં, પટમાં ઉતારી દાખવ્યું સહિ. વશ બાગબગીચા સાર, સરવે માંડી કરયો વીસ્તાર. તે વારે અમોલા હરખી મન, એ પ્રમાણે રચાવું તન. સેના સઉ પોતા તણી, તે સંગાથે વાણી ભણી.મહેલ રચાવો આણે ઠામ દઇવ રચના દેવતાઇ કામ વિશકરમાને તેડાશું ઘેર. સામાન સઉ લેઇ આવો પેર. હીરા ઝવેરમોતીને માળ. લાવે સ્થંભ માંહે પરવાળ. સોના રૂપાના ઢગલા કરો. તે દિશાભણી પરવરો. આરસપહાણુ લાવો આ ઠાર. જે જોઇએ તે અપરંપાર. એમ હુકમ રાક્ષને મળ્યા દેશ દેશાંતર સહુએ પળ્યા. દેવરૂપ તેને શી વાર. જે માગે તે લાવે આ ઠાર, સોનું રૂપું મોતીમાળ હીરા ઝવેર મણી પરવાળ, જુદા જુદા ઢગલા કરો.એવા બોલ અમોલાએ કરયો. વળી કહેતામાં દોડયો તે વાર કરતાં કામ ન લાગી વાર, કહ્યા પ્રમાણે કીધું કામ,સનમુખ આવીને કરી શલામ ત્યારે અમોલા બોલીવાણુ.એક વચન કરો પ્રમાણુ,વિશકરમાને લાવે અહી એવી મુખે થી વાણી કહી ત્યારે એક રાક્ષસ ઉઠયો તહીં,વીશકરમાનેલાવ્યોસહી,તે રાક્ષસ સાથે પંથે પળયા, જઇને અમોલાને મળ્યા, વીશકરમાએ કર્યો પ્રણામ. શું ફરમાવો મુજને કામ, ત્યારે અમોલા બોલી વચન આ રાજકુંવરછે મારો તન. એકહે તેવો રચવો બાગ.સરોવરમહેલકરો આ જાગ. માણેક મોતી હીરાને લાલ,ઢગલા સરવે દેખાડયા તે ઠાર,ઘટેતેમ બાવશું અમો જડીત કામ કરોની તમો એવાં વચન અમોલાનાંસુણી.

વિશકરમાએ વાણી ભણી, મુજને નથી કાંઇ કરતાં વાર. નીશાની કરો તે દાર. દેવતાનું વરદાન મુજને સહી. એક રાતમાં કરશું અહી. માટે તે વસ્તુ કરવી હોય તેની નીશાની કરાવો સોય. તે પ્રમાણે થાશે કામ બીણાકારી સુંદર ધામ.

દોહરો—રાજકુંવર મુખ બોલીયો. ગુલબંકાવળી બાગ. તેવી રચના કરવી સહી, દુતો જોઇ આવ્યો તે જાગ ૧ નકશો ઉતારી આપીઓ. હોજ બાગ અપાર. જે જે વસ્તુ દીઠી તહી. તે તો ચીત્રી ચોપાસ. ૨ જ્યાં શોભા હતી ત્યાં તેતો ભરાયો રંગ. પટમાં સરવે ચીતરયું આણી મન ઉમંગ. ૩ જગમગ જોત ઝળકી રહી.એવું કર્યું માંહે કામ. પટ આપ્યો પોતે કર વિષે. વિશકરમા જેનુ નામ. ૪ એ પ્રમાણે તેતો કરે.મહેલ બાગને ઝાડ. મનોરથ પોચે મનતણા.પોળની મુજ લાડ, ૪ દશ કોશી કરતા સહિ કોટ કરો ચોપાસ. તે મધ્યે રચના કરો. પહોંચ મનની આશ. ૬ એમ કહી આપ્યો કર વિષે. હરખ્યો જોઇને મન, એથી સવાયું થશે સહિ ધિરજ ધરો રાજનાજ. એમ કહિને આપયો.રાજાએ ને ઠામ. નિશાન પાડી તેને સમે.રચવા માંડયું ધામ. ૮ દેવતાનું વરદાન છે. તેને શાનિ વાર ધારીને જોયું પટમાં. રચવા માંડયો તે ઠામ.૯બાગ બગીચાને વાડિઓ,બારિઅટારિ માળ; પુષ્પ ઝાડછે વનસ્પતિ, પટ પ્રમાણે રચ્યો ખયાલ. જે મુખથી બાલે સહિ તેવું થાય, ઇંદ્રનિ રચના રચી એક રાતની માંય, જળહળ જોત ઝળકી રહી. જાણે દીપકની જોત.દીનકર ઉગીયો,એમ થઇ રહ્યો ઉદ્યોત રજની વીતી તેણે સમે. સંપુર્ણ થયુ કામ, અબોલા પાસે ગયા.કીધા દંડ પ્રણામ પટ પ્રમાણે સહુ કર્યું કુલ ઝાડને ધામ રજા. આપો હવે મુજને. માહરે ગામ. અબોલા હરખી ઘણી આપી તેને રજાય વીશકરમા ત્યાંથી ગયા પોતાના પુરમાંય.

ચોપાઇ—જોઇ બાગને હરખ્યું મન રાજકુંવર તેડયો તે હન. તારા કારણ રચાવ્યો બાગ, વઇભવ મોટે આ જુગ ઇંદ્રપુરી પૃથ્વી કરી. જાણે સ્વર્ગ પુરી આવી ઠરી. તેથી શોભા અદકી હોય. ઉપમા કહી શકે ન કોય સાંભળ રાજકુંવર આઠાર. તારા ભાગ્ય તણો નહીપાર. મરતુ લોકના માનવ સહી કશા લેખામાં ગણીએ નહી. ને તારે આધીન થઇ રહી. ફરમાવો તે કરીએ સહિ પુત્ર કરીને બોલી રહિ. તે વચન પાળું છું અહિ ગણું વેર માનવ સાથે જાણુ જોતાં વાર ને લઇએ પ્રાણ. તેને આધિન થઇને રહિ. લખિત વાત તે મટે નહિ એ સહુ પરમેશ્વરના ખ્યાલ સુખ ભોગવો મારા બાળ માતજી પુત્ર તમારો સહિ. આશા મારી પુરણ થઇ એ કહીને નાગ્યુંશિરા અબોલા પ્રસન થઇ તે દિસ. માથા ઉપર મુકયો હાથ. સુખ ભોગવ મેમુદા સ.થ. હિરા માણેક ઝવેર અપાર અરધો અરધ રહ્યા તે ઠાર. સોના રૂપાનો પારજ નહિ. તે સરવે બખશું ને લેઇ. ભર્યા અખંડ તેના ભંડાર. ખાતાં ખુટે નહિ લગાર. અબોલા ત્યાંથી પરવરી. લશ્કર લઇને હામે ઠરી રાજકુંવરને હરખ અપાર ઘણી રચના જોઇ તે ઠાર. ગુલબંકાવળીથી બમણું કામ તેવી રચના ઠામે ઠામ. હવે ભાવ લાખીની જાણુ. આજ કાલમાં આવશે વહાણુ. દરીયા કિનારે ઉભો જઇ. વહાણુ આવતાં દીઠાં તહિ. હરખ્યો મનમાં અપરમપાર. ગયો સામો તે રાજકુમાર. નજીક ઝાઝ આવ્યું જેટલે. લાખીએ નીરખ્યો તેટલે સ્વામી મળવાને આવ્યા સહી. ખુશાલી મનમાં થઇ મછવો મુકયો તેણી વાર. તે ઉપર બેઠી તેનાર રાજકુંવરની આવ પાસ. પહોચી મનકા કેરી આસ. ચાકરનેનોકરને સઘળા દાસ ઉતરયા સઘળા પોતાને અવાસ. માલમતા ઉતારી લીધ. પાછી વહાણુને વીદાયે કીધ મોજ કરે તે રાજકુમાર જોઇ રચના ઘણું હરખી નાર.

દોહરો—"એવો નારી આણંદમાં. સજ્યા સોળ શણગાર. હાસ્ય વિનોદ કરે સહી. શોભાનો નહી પાર ૧ દાસ દાસી ધરમાં ઘણી. ફરે છે બાગ મોઝાર. એક ચાકર. ઘરમાંથી નીકળયો, ગયો જંગલ બહાર. ૨ અરધો કોશ આવી ગયો દીઠા માણસ દશ વીસ. નજર પડયો તેહને કાષ્ટ ધર્યાં છે શી ક રાજાનો ચાકર બોલિયો. તમે કોણ માણસ સાર આ કાષ્ટ ધર્યાં જઇ વેચશો, કોના નગર મોઝાર. ૪ ત્યારે સરવે બોલીયા, સીરકસ્તાન હમારો મુકામ. પેટને અરથે નિકળયા. વેચીશુ તે ઠામ. ૫ તે વારે તે નર બોલીયો ચાલો હમારે સેહેર કાષ્ટ વેચાશે તમ તણું. દામ મળે બહુ પેર ૬ તે વારે સહુ બોલીયા. આંહી તો નથી કોઇ ગામ. એ રાન જંગલ તો સહી. નથી વસ્તુનું નામ તે નર કહે વસ્તી સહી અર્ધો કોસ છે ગામ જુઠું સીદ બોલુ અમો. નથી મળવાના દામ ૮ બમણા પઇશા લાગશે તમો આવોને મુજ સાથ. એ વેચીને થાઓ વાણીઆ. લેજો પઇશા હાથ ૯ સહુ જન સાથે મળી આવ્યાં તેણે ઠામ. તે શોભા કહેવાતી નથી શોભા નવતમ તે ગામ ૧૦ અચરત થયા સહુ મન વિશે આતે શુ કહેવાય. હવે દીઠા માણસ આવતા ત્યારે મનનો સંદેહ જાય ૧૧ એમ વાત કરતાં આવીઓ રાજાજી મુકામ. હકીકત સરવે કહી ધર્યા કાષ્ટ લેઇ ધામ. ૧૨ ગરીબ લોક અમે સહી. આપો મનગમતા દામ. એવું કહી છાના રહ્યા. હવે રાજા શુ કરે કામ ૧૩

ચોપાઇ—એવા વચન સેવકનાં સુણી ખુશી થયો નગરનો ધણી સો સો મોહોર આપી તેણીવાર, ગરીબ જાણી કર્યો ઉપકાર. સુખ થકી તેણે વાણી કહી, તમને ગમે તેમ તો રહોને અહીં. ખાઓ પીઓ કરો ઉર કાજ. જે જોઇએ તે લોને આજ. એવાં રાજાનાં સુણી વચન ખુશી થયાં સહુકોનાં મન તેના છઇયા છોકરા ભાવી કરી રહ્યા. તે

ઠેકાણે કરી. કોઈને મનાઈ રાજની નહિ. આવે તે વસે તહી પગ મેં લવાનો નથી કાંઈ કામ. એમ લોક મળ્યા તે બાગ સિરાસ્તાન ભાંગ્યું સહી. લોક ઉચાળા લાગ્યા તહી કોટવાળા કરે નગરની રખવાળ. તેને કાને પડ્યો સવાલ વજીરને તેણે જઈને કહ્યું મહા ઉતપાત નગરમાં થયું રઈયત બધી ઉચળી ગઈ. અરધી નગરી ખાલી થઈ. તમારૂ શહેર તજીને જાય. ત્યારે તે બોલ્યા મુખ રાય. ત્યારે વજીરને આવી આસ કહેવા લાગ્યો બેસી પાસ બોલ્યા પછી મુખે સરવથી એ વાત મનાતી નથી બાર ગાઉ ઉપર ઝાડી અપાર વાઘ વરૂ ઘણા તે ઠાર તહાં કોણે વસાવ્યું ગામ દેવ રાક્ષસ દેવતાઈ રાય. એતો અચરજ સરખું અહી. જાઓ તમો જોવાને મહી. ત્યારે કોટવાલે વાણી કહી નગર તમારે અંધેર છે સહી કશી ખબર તમો રાખતા નથી શહેર ઉજડ થશે સરવથી.

દોહરો—કોટવાળ કહે વજીરને તે ઉપર કહું દ્રષ્ટાંત પ્રભુ ગત છે અવનવી. ભાગી મનની ભ્રાંત ૧ ઉત્તર દિશાનો એક રાજવી સ-તવાદી અપાર. એકાસી રાણી ઘર વિશે રૂપ તણો અંબાર ૨ એક પુત્ર વિના ગર નહિ. નથી તેને કોઈ તન, રાત દિવસ ઝુરે સહી. નારી સહીત રાજન ઘણા દિવસ એમ વહી ગયા. એક વનિતાનું ભળીયું ભાગ્ય ઉદર ગરભ તેને વાધીઓ તેવિનતાને જાણુ ૪ પટરાણી તેને કરી. પામી ઘણું એક માન પુર માસે પદમણી અવતરસું સતાન ૫ પુતરી તેને અવતરી હરખ્યો રાજા મન વાઝીયાં બાર ઉઘાડીયું ધન્ય આજનો દન ૬ રમાડે રાજા તેડી કરી આણે અદકું હેત પ્રિત ધરી અંતરમાં. તન મન ધન સમેત ૭ ઘણાં દિસસ એમ વહી ગયા ફરી ગર્ભવંતી થઈ નાર. તે પણ પુત્રી અવતરી, રાજાને દરબાર ૮ એમ કરતાં પુત્રી ૭ થઈ સાતમું ઓખન છે નાર રાજા સુખથી

બોલીયો ક્રોધ કરી છે ઠાર જો કદાપી પુત્રી આવશે. દઇશ ઝંઝા ઉપનામક્ષણ એકમાં મારૂ સહી તતક્ષણ કરીશ હાણ ૧૦ પુત્ર જો કદી આવશે તો નાહાલ કરીશ એ નાર તારે આધીન થઇને રહુ એમ બોલ્યા રાજા તે ઠાર ૧૧ શમ કરીને પરવર્યા રાજસભામાં રાય રાણી દુખ ધરે ઘણુ કહેના કહ્યું નવ જાય ૧૨ ઉપ્રીત વાત થશે સાથ ૧૩ નવ માસ પુરા થયા. તો પણ આવી કન્યાય પુત્રની ખુમ પાડી સાહી. દાઇના ચાંપ્યા પાય ૧૪ જીવ જીવનદાનકારણે જુઠુ બોલી તે નાર ત્યારપછી શું નીપજ્યું તે માંડી કહુ વિસ્તાર; રાણી કઇ મનસુબો કરે. તેનો કહું વિસ્તાર. એમાંથી શું નિપજે. તે કહું આણે ઠાર. ૧૫

ચોપાઇ—રાણી કઇ મનસુબો કરે પુત્ર તણી વાણી ઓચરે વધામણી મોકલી રાજાની પાસ. આવી દોડતી સભામાં દાસ રાણી જીએ જનમ્યો પુત્ર રાજાજી વાંચ્યું ઘર હેત એવાં દાસીનાં સુણી વચન રાજાનું ઘણુ હરખ્યું મન વેહેચ્યા ગોળધાણાને પાન. જાચક જનને દીધાં માન. ધોળ મંગળ ગીત ગવાય. આનંદ સહુને અગન થાય રાણીએ જોશી તેડયો તે જામ. કરજોડીને લાગ્યાં પાય વરમ તણા પિતા છો તમો, જીવતદાનબખસોને અમો ર જાજી કરીતી વાત. આવશે પુત્રી તો કરશુ ઘાત સહુ પરમેશ્વરકેરો ખ્યાલ. સાતમી પણ જનમી છે બાગ મારી નાખે સુને સરત્વથી. વચન પોતાનું લોપતા નથી. માટે જુઠી બોલુ છું વાત. છોરી પુત્ર કહેવો સાક્ષાત, એમ કરી બચાવી છે ઘાત. તમ આગળ કહી સાચી વાત, તમારે બોલે મુજ શીશ કહુ તે કરો આ દીશ રાજસભામાં જાઓ ગુણવાન. રાજા પુછે સન્માન કરાવશે જનમોતરી તમ પાસ. જન્મોતરી આણી પુછે ઉલ્લાસ, કરજો વખાણ અપરમપાર. પછે વહેમ મુકજો તે ઠાર બાર

વરસ સધી જોવું નહિ સુખ, તો રાજાને થશે સુખ હવડાં મુખ જોશે। સહી તો તો ઘાત થવાની અહી બેમાં એકની થાશે ઘાત. એટલી કહેજો મુખથી વાત. માટેજીવતદાન અમને દીજીએ એટલું કામ તમો કીજીએ, અમુલખ મોતીનો આપ્યો હાર. જોશી પ્રસન્ન થયો તેવાર ત્યાર પછી રાજસભામાં ગયા, રાજાઉઠીને ઉભા થયા. પુજા કરી લાગ્યા પાય. ભલે પધાર્યા સભાની માંય જનમ અક્ષર કરોની અહિં. રાણીએ પછી મનથી કર્યો વિચાર, સભા સહુ સાંભળે દાગ. સકલગુણ સંપુરણ થશે. ચઉદ વિદ્યામાં જશ઼ઝાઝો હશે બતરીશ લક્ષણો થાશે વીર ધનુષ્ય વિદ્યામાં થાશે ધીર. દશા રાહુમાં જનમીયો બાળ. તેનું ફળ તતકાળ રાહુનુ ફળ એવું છે સહી બાર વરસ લગી મુખ જોવું નહી કદાપી મુખ જોશો મહી. તો તો વીધન થાશે અહિં.

દોહરો—બાર વરસ જેતાં થશે. ઉતરી જશે દોશ પછી પુત્ર સુખ ભોગવો. એવો જોશીએ જોયો જોશ ૧ સ્ત્રી હત્યા રાજા કરે; પુત્રીની કરશે ઘાત. રાજા વચન લોપે નહી. માટે એમ સમજાવીવાત. ૨ વચન શીશ ચડાવીયું. રાજાએ તે ઠામ, હરખ ઘણો થયો રાયને કરે મન ગમતાં કામ. ૪ જે જોઇએ તે મોકલે, ખાન પાન શણગાર પુત્રી કેરાં પુત્ર કરી. રમાડે તે નાર. આભુષણ પહેરાવે નર તણા પહેરાવે પોશાક બારવરસ તો વહી ગયાં એમ કરતા તે જાય પમાગુ આવ્યું એ રાજ્યનું વીવાહ કર્યો તતકાળ ખાંડુ આપીને મોકલ્યું પર ણવા તે બાળ રાજસભામાં પરવર્યો. પહેરી શણગાર. જોઇ પામ્યા રાયજી રીજ્યાં અપરમપાર ૭ ન્યાય અન્યાય ચુકવે ઘણા તે લે ન્યાય અન્યાય. વળી અશ્વ બેસીને પરવર્યો મરગીયા રમવા જાય ૮ કોઇ પાર પામે નહિ. નર નીશ્ચે સહુને મન. તે ચતુરાને ચીંતા ઘણી જુરે રાતનેદિન પેલી કાય મારી થશે. વળી આવશે પરણી નારહાથી

થાશે જગતમાં ધિકધિક મુજ અવતાર. ૧૦ મુજ માતાએ વીપરીત કર્યું, કુળમાં લાજ, હવે મરવું પડશે માહરે, કઇ પેરે સરશે કાજ. ૧૧ એક વાત ન ઉકલે શી થશે મહારી પેર પરણી પ્રેમદા આવશે થોડા દિવસમાં ઘેર. ૧૨ મહીમા મારો સઉ જશે પુરમાં થાશે વાત વળી જોબન મારૂ ખીસશે થાશે મહા ઉતપાત. ૧૩ માટે દેહ તજવી સહી, જીવું તેતો ફોક કીરતી ગાસે ચોદેશમા, વળી હસશે પુરના લોક માટે દેહ પાડી મરૂ, જઇને વન મોઝાર ખબર કહાડે નહિ કોઇ ન જાણે વાત.

ચોપાઇ—એમ વિચાર્યું મન મોઝાર અડધી રીછે થયો તઇયાર ઘોડા ઉપર બેસી કરી; તજયો દેશ. પોતે સુંદરી. ઘણા દિવસે પંથ ચાલે સહી અઘોર વનમાં વીનતા ગઇ, રાક્ષસ એક મોહોટો ગંભીર, અશ્વ સહિત ગઇ તેને તીર દીઠો અશ્વ હરખ્યો મન. આજતો મળ્યું મુજને ભોજન.એમ વિચાર કરે જેટલે રાજકુંવર આવ્યો તેટલે દીઠો રાક્ષસ પડયો શરીર. વીનતા ઇભી તેને તીર.કયાંથી આવ્યા આણે ઠામ. નહી આવે માનવનું નામ આ અશ્વસુધાં તને ખાઉ. પેટ ભરી મારગ જાઉં. એવાં વચન રાક્ષસનાં સુણી. વીનતાએ વાણી ઓચરી વચન બોલ્યા તે પાળો તમો. મરવા આવ્યોછુંજી અમો. માટે કરડી ખાઓ હાડ. હુંતો માનું તમારો પાહાડ એવા બોલ વીનતાએ કરવા રાક્ષસને મન આવી દયા. મરવા ઉપર રાજી મન, શા દુઃખે મરો રાજન. તે વિસ્તારીને કહો અહીં, ત્યાર પછી ખાવાનો સહી; કોઇને મરવું વહાલું નથી. કેમ મરવા આવ્યો સરવથી સાચી વાત જો નવ કહે મુને. તો ઇશ્વરની આણ છે તુને. ત્યારે વાનિતા બોલે તે જાણ. કરજોડીને લાગી પાય. મહારા દુઃખ તણો નહિ પાર. સંક્ષેપે કહુ વિસ્તાર. હું તો રાજની છું દીકરી. મુજ માતાએ ચોરી કરી. મુજ તણું

તેણે બીકું નામ, રાજ સભામાં હરખ્યો તે ઠામ. પુરૂષનો વેશ રાખીને રહી. કોઇએ વાત તો જાણી નહીં એમ કરતાં વરસ થયાં તે બાર. માગુ આવ્યું સભામોઝાર. ખાકું મોકલ્યું તેણીવાર. વરી ત્યાંતો સુંદર નાર, એ અંધેરબુજ માતાએકરયું, તમ આગળ સાચુ ઓચરૂ પરણી વીનતા આવશે ઘેર ત્યારે શી થશે મારી પેર શે પ્રકુલ થશે મારી કાય તે કેમ રાખી મુજથી જાય મોટી એમ લાગી છે શીશ માટે ધશી આવી આ દીસ હાંશી થાશે અપરંપાર શું મુખ દેખાડું સંસાર. માટે મરવા આવી જાણ. ઇશ્વર આણુ સાચી વાણુ. એવાં વચન અબળાનાં સુણી દયા આવી તેને મનધણી. દઇનેરૂપ તપેશ્વરીનું કર્યું અબળા સાથેએજઓચર્યું. એ વાત સાંભળજો તમો સત વચન બોલું છું અમો.

દોહરો—તપેશ્વરી પછે બોલીયો, વીનતા સુણજે કાન, બેસ મા રી પાસે સહી, સાંભળ કહું તેવાણ, ૧ મહારા તપના જોરથી, પુરૂષ પણું આપ તુને, ઓપણું હું લેઉ; મોજ કરો જઇ માનની, જીવતદાન તો દેઉ ૩ સરત આપણે એટલી, એક પુત્ર આવે તને પછે પાછું આપો મુને, તો સત્ય વચન ૪ ઉપકાર હું તુજને કરૂં, પરમારથનું પુન્યહું તપેશ્વરીણું તપ કરૂં, મારે કોઇ નથી તેની તુલ્ય. ૫ શીખામણ તુજને કહી, તે રાખજો ચીત્ત મોઝાર; વચન એ પાળજોતમો, ને સાંભળજો આ ઠાર ૬ તો એ અરસપરસ કરૂં મારી વીદ્યાનો પરતાપ; કામ થયા પછી આવજો. નહી તો દઇશ સરાપ. ૭ પ્રતિજ્ઞા કરો વાતમાં તો હું આપું જાણ; બીજું કોઇ જાણે નહીં. એમ સીદ બોલ્યો વાણુ. ૮ ત્યારે રાજકન્યા ચરણે નમી, ઘણી પ્રતિજ્ઞા કીધ; ઘણા સમ મુખે ઓચરી, સત્ય તે વચન દીધ.૯સુરજચંદ્ર બે સાખીયા, સાક્ષી રાખ્યા શ્રી રામ; એક પુત્ર થયા પછે, પાછું આપુ આ કામ, ૧૦ ત્યારે તપેશ્વરી રીઝયો, ધર્યું પ્રભુનું ધ્યાન; આશા પુરૂં એ નારની હું કરું

પરમારથ કામ. ૧૧ મારા તપના જોરથી. સફળ થજો એનો અર્થ એનું આપણી મુજને આવજો એ થાજો પુરૂષ તરત ૧૨ એમ આશા પુરૂ એહની. જ્યાં મુંધી થાય ફરજન. સત સમરપ્યું તે ઘડી. કર વીશે તે દીન ૧૩ ઉઅતપ ઘણા કર્યા, તે પુન્યતણો પરતાપ. અરસ. પરસ ત્યાં થઇ ગયું. અન્યો અન્ય એ આપ ૧૪ નારી ફીટી નર થયો. ચરણે નાખ્યું શીશ. સીધ હાતે કરી આપજો એમ સીધે દીધી આશીશ. ૧૫ ત્યાંથકી ને ચાલીઓ. પાછો ફરી ગયો પીતા અવાસ. પોતાની નારી તેડી સહી કર્યો ભોગ વિલાસ. ૧૬ વરસ બાર એમ વહી ગયાં થઇ ગર્ભવંતી તેનાર. પુત્ર તેને એક અવતર્યો, સુંદર રાજકુમાર ૧૭ પછી તે રાજાએ વિચારયું પાળુ મારૂ વચન. આશા મારી પુરણ થઇ. થઇ. જાઉ સિધ ભોવન. ૧૮ સતવચન પાળુ સહી. જાઊં સિધના પાસ. આપું પાછું એહને. પ્રભુએ પુરી આશ.

ચોપાઇ—હવે એ વાત અહિંથી રહી સિધ પુરૂષે શું કીધું તહીં. જપતપ સહુ તેનું ગયું તેની પાસે કાંઇ નવ રહ્યું બુદ્ધિ ભ્રષ્ટ તે વેળા થઇ ઇશ્વર ઉપરથી આસ્તા ગઇ. હવે રૂવેથી વાપીયો કામ. વહે વ્યાકુળ થયો તે હામ. તે થકી નવ જાએ રહ્યું તપ ધ્યાન. સહુ તેનું ગયું. મદોન્મત થઇ વનમાં ભમે કોઇ પુરૂષ મળ્યો તે સમે. તની સાથે માંડયું ઘર સુત. સ્વામી કરીયે રાખ્યો ભુપ. હાશ વીનોદ કરે ને ઠાર, એમ ત્રણ વરસ ગયાં તેવાર. તે સિદ્ધને બાળક ત્રણ થયા બે પુત્ર એક પુત્રી રહ્યાં ચોથી વળી ઉદર ગરભ વાસ. એટલે કુંવર આવ્યો તે પાસ જઇ કરીને લાગ્યો પાય દિન વચન બોલ્યો તે જાય. મહારાજ એક થયો બાળ. પાછો આપવા આવ્યા તતકાળ સત વચન. મહારૂં મીથ્યા થાય માટે આપવા આવ્યો આય, તમારે તમને સુખાય સહી ઉપકાર કોઇનો ભુલીએ નહી. રાજકુંવર એમ બોલ્યો વાણ. સાંભળ રાજા મહુરસુજાણ; કદાપી કરીએ ઉપકાર, પાછું નવ લઇએ

આગાર, વગર વિચાર્યું કર્યું છે કામ, માટે ફળ ભોગવું આ ઠામ;મેં કર્યું તેવું કરશો નહિ, કરશોતો દુખ પામશો સહી;આ પરવશ થઇ છે મારી કાય મેંતો નર ભોગવ્યા છે આય. ત્રણ બાળક રમે છે બહાર ચોથું છે મુજ ગરભ મોઝાર પાછું લઇને હું શું કરૂં, ફાટયું પેટ તે ક્યાં જઇ ઠરૂં; માટે મેંતો આપ્યું તુંને, તે આપ્યું તે બહુ મને; એમ કહીને આપી રજાય, રાજકુંવર ત્યાંથી પંથે પળાય,સજન સહોદર મળીયાં તહિં.એ વાત કોઇએ જાણીનહિ;અકળગતી પ્રભુની સહી, તેની માયાનો પારજ નહિ,નાર હતી તેનો નર થઇ,નર હતો તેની માયાનો પારજ નહિ; નાર હતી તેનો નર થઇ, નર હતો તે નારી થઇ; એ વાત તો પુરી થઇ, કોટવાળે વજીરને કહી, માટે શેહેરની તપાસજ લે. જશે શહેર રાજાને કહે. તેની માયા રચી આ ઠામ, મોહું શહેરને ઉત્તમ ધામ લોક સરવે રહ્યા ત્યાં જઇ, એ વાતમાં સંદેહ નહિ, તે રીતે શહેર તમારૂં જશે, માટે તમે રહેજો ચોકશી. પરમેશ્વરે રચ્યો છે ખેલ,એ આગળ ઇંદ્રાસન સહેલ, ત્યારે વજીરનું રીઝયું મન, કોટવાળ સાથે બોલ્યો વચન. તમો નજરે જોઇ આવો અહિં પછી પકી ખબર કહાડોને સહી, પછે કરીએ રાજાને જાણ, એવું વજીર બોલ્યો તે વાણ.

દોહરો—કોટવાળ ત્યાંથી ઉઠીઓ, થયો ઘોડેસ્વાર, છડી અશ્વારીએ પરવર્યો, જોવાને તે ઠાર. દીઠી રચના દુરથી જાણ સુરજના અવાસ.જાણે દીનકર ઉગીયો.એવી જોત પ્રકાશ ૨ જોતાં ભુખ ભાગી ગઇધન આંહીના લોક, ધન નગરના અધિપતિ. સમિયા સઘળા શોક. લોકે જઇ કહ્યું રાવને કોટવાળ આવ્યો. આ ઠામ જે હુકમ હાય તે કીજીએ, વચન કરીએ પ્રણામ, ૪ બેસારો રત્ન મહેલમાં આજ્ઞા કરો જઇ સાય.એવાં વચન રાયનાં સુણી, કોટવાળની ઝાલી બાંય. ૫ રત્ન મહેલમાં લઇ ગયા, મુખ આગળ મેલ્યાં પાન,રકત મણી સુવર્ણમાં

જડી, જાણે શોભ્યા કોટીએ ભાણ. કોટવાળાથી કહેવાતું નથી ચીત કામ થયો તતકાળ, જગમગ જ્યોત ઝબકી રહી, થઈ રહ્યું ઝાકઝમાળ, ૭ ફુવારા છુટે અત્તર ગુલાબના, બીજી શોભાનો નહી પાર. સુગંધી નાના પ્રકારની કહેતાં નવ આવે પાર. ૮ રાજકુંવર ત્યાં આવીયા, જાણે ઇંદ્રપુરીનો રાય. કોટવાળ ઉઠી ચરણે નમ્યો, કરજોડી બેઉ ત્યાંય. ૯ કુંવર પ્રતે મુખ બોલીયો, સીરકસ્તાન અમારૂં ગામ. ત્યાં સતવાદી રાજા વસે. જયહદસંગ તેનું નામ. ૧૦ તેણે મોકલીઓ મને, કહેવાને એક વાત. રીસ ન કરશો મુજ ઉપરે. તે માંડીને કહું ખ્યાત. ૧૧ કહ્યા પ્રમાણે હું કરૂં, જોડીને બે હાથ. ત્યારે રાજકુંવર બોલીયો સાચી કહોને વાત. ૧૨ શું કહાવ્યું છે રાયજી શી છે એમાં રીસ. જે કહેવડાવ્યું તે તમે કહો. કરતા હરત જગદીશ. ૧૩

ચોપાઇ—ત્યારે કોટવાળે જોડયા બે હાથ. બોલ્યા રાજકુંવરની સાથ. તમો છો દૈવાંશી અવતાર. એમ દેવ રચના દીઠી આ ઠાર. કોણ જાતને શું છે નામ. કેમ વસીયા છો આણે ઠામ. શહેર અમારૂં ઉજડ થયું. અહી આવીને વશીઆ સહુ. એક મેણમાં બે તરવાર. કેમ રહેશે તે કરો વિચાર; અહીં શહેર સમીપે વસીયા તમો, કઇ પેરે કરશુંજી અમો, જુધ કરવું હોય જો મન, તો તૈયાર છે મારા રાજન; દગો કરવા આવ્યા આ ઠામ, એ વાતમાં રાજી નહિ રામ, એ વાતતો પ્રતી ઉત્તર દિજીએ પંથ અમારો લીજીએ, ઇશ્વર, આણ એ વેળા સહી, સાચી વાત જો કહો નહિ, લશ્કર નથી મુજ પાસે સરવથી, મારે વઢવું કો સાથે નથી, નથી જોઇતું કોઇનું રાજ; નથી વઢવાનું મારે કાજ નથી તમ સાથે મારે વેહેર, હું તો બેઠો છું મારે ઘેર, બેઠા ધ્યાનઇશ્વ-રનું ધરૂં સત્ય વચન સાચું ઓચરૂં; સત વચન પાળું પાંસરો, સુખે રાજ તમારૂં કરો; ત્યારે હરખ્યો કોટવાળ મન, માગી શીખ ઉઠયો તે છન; ગયો પાછો પોતાને ગામ, વજીરને મળ્યો તે ઠામ, વાતવિસ્તારી

સહુને કહી, જે જ વાત તે સાથે થઈ. સરોવરનું સઘળું છે ગામ' ઇંદ્ર સરખો રાજા છે ઠામ. મને ઘણી આબરૂ આપી અહી સંતોષીને મોકલ્યો અહી. ત્યારે વઝીર થયો નિરાશ આવ્યો તે રાજાની પાસ દંડવત કરીને નમાવ્યું શીશ, પછી મુખ બોલ્યો તે દિશ; આપણા શહેરથી ત્રણ જોજન, ઘણી પાડી ભયાનક વન; ત્યાંતો વસાવ્યું કોઇએ શહેર,દેવ કામદેવતાઇ મહેલ ઇંદ્રાસનની શોભા બહુ. શું મુખે વિસ્તારી કહું; આપણા લોક વસ્યા ત્યાં જઈ, અડધ નગરી ખાલી થઇ કોટવાળને મોકલ્યો તે જાગ્યા જઇને જોઇ આવ્યો બાગ; પછી વાતનો લાગ્યો ભાર, તે પણ વાત કહું આ ઠાર, ઘણું રૂપને શોભા વિશાળ. છે કોઇ પરમેશ્વરનો લાલ;કહે હુંકકાંઇડરતો નથી,સુખે રાજ કરેસર્વથી

દોહરા—સુણી વચન વઝીરનાં; અચરત પામ્યો રાય; સભાસહુ વિસ્મે થઇ. એ કારણ શું કહેવાય,આપણા શહેરને પાદરે કેણેવસાવ્યુ ગામ; એવો એ માથાને કોણ છે, એમ રાજા બોલ્યો તે ઠામ, કોઇ સાચું જુઠું કહે, બેઠા સભાના લોક; રાજાને મન નિશ્ચે થયું. પ્રગટ્યો મનમાં શોક, વઝીર વચન મીથ્યા નહી, નિશ્ચે સાચી વાત; રાજા ચીંતાતુર થયો, કઈ પેરે જાણુ ભાત,માનવ તણોનહિ આશરો કોઇ દેવ દાનવનું કામ દેવ રચના તેણે રચી, કીધાં નૌતમ ધામ. કહું પી

હું ત્યાં પરવરૂં, માળવા કારણ રાગ; કેદ કરી રાખે સહી, તો હાની થાય પુરમાંય. એમ વિચારી મન પીશી. વઝીર શું બોલ્યા વાણ;તમો પરથા જુવો સહી; તમે જાતે ચતુરસુંજાણ. એ દેવ દાનવ કે માનવી દયોની જઇને પેર; દેવ રચના કોણે રચી ને શું કારણ છે ઘેર, માટે તમે ત્યાં પરવરો, જુવો ચતુરાઇ ચાલાં;કપટી હોય તો પાછા આવજો. નહીતર કરજો વહાવ, મિત્રાઇ તે શું કિજીએ, કોઇ હોય ચતુરસુજાણ કપટીહોય તો શુદ્ધ કીજીએ, એમ રાજા બોલ્યા વાણ. એવાં વચન

સુણી રાયનાં, ઉઠયો વજીર તેણીવાર; છડી અશ્વારી પરવર્યો જ્યાં સ્વર્ગપુરી તે ઠાર. દીઠી રચના દુરથી, ઉદેકાર ઉદયોત, પુર વિશે તે પરવર્યો, જુવે દીપકની જોત, બાગ બગીચાને વનસ્પતિ, મહેલઅટારી અવાસ; સુવરણમાં મણી જડયા ઝળકી રહ્યા ચોપાસ જોતો જોતો આવીગો, જ્યાં મોટાં ઘરબાર; દીઠો વજીરને આવતો, શોભાનો નહિ પાર, અરજ કરી જઇ રાયને, વજીર આવ્યો આ ઠામ; સીરકરતાનના રાયનો, એમ કહિને કરી સલામ,

ચોપાઇ—એવાં રાજકુંવરે સુણી વચન, પ્રસન થઇ બોલ્યો તે કન; મોતિ બાગમાં બેસાડો જઇ, હું મળવાને આવું તહિ. આગતા સ્વાગતા કરો અપાર. પાન ફુલ, મુકો તે ઠામ, એવાં વચન સેવકનાં સુણી ગયો સામો વજીરણી બાગી કરજોડીને કર્યા જુહાર, બેસાડયો મોતી બાગ મોઝાર, પાન ફુલ સુગંધી મુકી છે ચોપાસ; અતરનો હોજ ભરયો છે તહિં, ફુવારા જારી કીધા છે સહિ; વજીર દીગમુખ થઇ ગયો, શોભાજોતાંજ અચરત થયો. ઠામ ઠામમોતિની ઝાલ, એક મોતિનું નવ થાએ મુલ, એવાં કોટી મોતી ચોપાસ દેવ રચના દેવતાઇ વાસ, માનવ કેરૂં નથી એ કામ, શીવજીનું કે બ્રહ્માનું કામ; એમ વિચાર કરે જેટલે, રાજકુંવર આવ્યો તેટલે, રાજકુંવર આવ્યોતેટલે, વજીર ઉઠીને લાગ્યો પાય, નિશ્ચે દેવતા એ કહેવાય, એવું રઢીઆળું દીઠું રૂપ, ચંદ્ર સરીખો દીઠો ભુપ ત્યારે વજીર કરજોડી રહ્યો, રાજકુંવરે બોલજ કહ્યો કોણ દેશને શું છે નામ, ક્યરથી આવ્યા આઠામ, ત્યારે વજીરે કરી વિનતી, સીરકરતાનનો ભૂપતિ, જલદસંગ રાજાનું નામ તેનો મોકલ્યો આવ્યો આ ઠામ, વજીર તેના કીજે અમો. અરજ, એક સાંભળોની તમો, આ દેવ રચના દેવતાઇ મહેલ, એ આગળ ઇંદ્રાસન સહેલ, તમે ઇંદ્રાસનના ભુપ, ધરી આવ્યા માનવનું રૂપ, અમારા

ગામનું પાદર સહી, નઉત્તમ રચના કરી આંહિં, જોયે અનેક માનમાને શહિ માટે મુને મોકલ્યો અહી, કીરપા તારી હશે સહિ, તો તેનગર વસવાનું અહિં નહિ તો કોઇ માણુસની થાશે હાણુ. વિપરીત વાત સાચી નિરવાણુ. કીરપા દ્રષ્ટી તમારી હોય. તો રાજા મળવા આવે સાય, એવાં વચન વજીરનાં વણ્યાં, રાજકુંવરે બોલજ કહ્યા, તમારા રાજાને કહેજો સુખદુઃખ શાને તમો ધારો છો સુખ વધુભોગવોતમારૂં રાજ, સાને મનમાં કરો છો લાજ. ચિંતા ફીકર કાંઇ કરવી નહીં, સુખે રાજ ભોગવો અહી, મળવા આવો સુખે તમો એ વાતમાંરાજી અમો, ત્યારે કર જોડી કરી વીનથી આહમને હિવશે અધિપતી,એમ કહીને મંદીર જાય; પાછો આવ્યો જયાં છે રાય.

દોહરો—વીદાય કરી વજીરને પોતે ગયા વીનતા પાસ,હશી વચન મુખ બોલીયો. આજ પોહોંચી મનની આશ મુજ પિતામળવા આવશે જોઇશું અન્યો અન્યમુખ. વીજોગના સંજોગ થશે થશે માંહિ માંહિસુખ ઓશીંગણુ થાઉ તાતનો, સેવા કરૂં આ વાર, આગતાસ્વાગત કરૂં. તો પામીશ જશસંસાર. ત્યારે મેમુદા ઓચરી, સમરોઅબોલા વાત, જે જોઇએ તે આપશે, થાઓ ઓસીંગણુ તાત અવાં વચન સુણી નારનાં, ધુપે વાળ લઇ નામ. તરત ખબર તેને થઇ,આવીપોચી તે કમતમેમુદા લાખી બે સુંદરી, ત્રીજો રાજકુમાર,હાશ વિનોદ કરે સહી, આવી પોતે ઠાર. મેમુદા ચરણે નમી, લાખી નમી છે સાથ રાજકુંવર ચરણે નમ્યો, જોડી કરી બે હાથ. અબોલા રીઝી ઘણું જોઈ નર નારીની જોડ, ઘણી પ્રસન મનમાં થઇ, પોચ્યા મનનાકોડ આ કોણ બીજી પ્રેમદા, કુંવર કહે મુજ નાર, તે પણ જોઇ રીઝી ઘણું પ્રસન થઇ તે ઠાર ખોળામાં બેસાડીઆં, નર નારી બેઉ સાથ. હશી વચન મુખ ઓચરી માથે ફેરવ્યો હાથ કેમ સમરી મુજને તમે

કેમ બાન્ધ્યો મુજ વાળ; શી ઇચ્છા છે મન વીશે, તેમાગીલ્યો તતકાળ માતાજી આપો તમે,તે કાર્યથી નવ અપાય;સ્વર્ગના સુખ ભોગવીએઅહી તે તમ તણો મહીમાય. આ મેમુદા તમારી દીકરી, તેને મળવાનું થયું મન;સમરણ માત્રમાં આવ્યા તમો, ધન ધન આજનો દન. માતાજી એક બીજી વીનતી. માત પીતા છે જેહ; તે જોવા આવે છે બાગને, તેથી આણંદ વરસ્યો મેહ, ઘણે વરસે જોશું અમો, માત પીતાનું મુખ વીજોગના સંજોગ થશે, જોઇશું અન્યો અન્ય મુખ. એવી આગ્ના શું કરું, તો થાય જગમાં નામ; એઓલા કહે ઇચ્છા હોયતે, આપુ આણે ઠામ

ચોપાઇ—માતાજી મળવા આવે પીતાય, તેને ઓશીંગણ આંહ બાર કોશ અહીંઆથી ગામ, રચના કરવી બહાર મુકામ, એકેકોશને છેટે સાર, તંબુ તણાયો ઝાકઝમાલ; રંગબેરંગ જુજવી જાત, ભક્ષ ભોજન તેથી વીખ્યાત. બીછાનાં રંગબેરંગી સહી, કીનખાપ મુખમલ સીવાય નહી, તે બાર કોસ લગી જાણ. તે ઉપર ચાલી આવે રાજન આબરૂ આપું મુજ તાતને,છું ઉમેદવાર મળવા તાતને, અબોલા ત્યારે હરખ્યાં મન, રાક્ષસને રજા આપી તે દન. જરી તણા તંબુ જઇ કરે એકેક ગાઉને છેટેધરો,કીનખાપ મલમલના સાર જમીન ઉપર પાથરો નીરધાર. તસુ જગા કાંઇ ખાલી નહી, જાવો કરો તે વેગે જઇ,એવાં અબોલાનાં સુણી વચન, સજ થયા સહુ રાક્ષસ જન. દેવતાઇ માયા તે વાર, ધારી વસ્તુ કરે તે ઠાર દેવ રચના કરી તે ઠામ, કીધાં તંબુ નેં ઉત્તમ ધામ, ખાનપાન ભર્યાં તે જાગ્ય, આવીને લાગ્યાતે પાય સીધ કામ કરી આવ્યા હમો, જે જે ફરમાવ્યુંતમો.તેવાં વચન રાક્ષસનાં સુણી અબોલાએમુખ્ય વાણી ભણી. કહ્યા પ્રમાણે કીધુંતહી. મળી બેઠા અબોલા મઇ, વળી કદાપી પડે જો કામ, તો તો સમરજો આણે ઠામ. એમ કહી અબોલા જાય, રાજકુંવરને હરખ ન માય,દેવ રચના આરંભમાં થઇ, એવી રચના નવ જાએ કહી; રંગબેરંગી પાથરીઆ

પાટ, શોભી રહી રસ્તાની વાટ. લોક જોઇને આવ્યા તહી, રાજકું-વરને વાત કહી; હવે વાત અહીયાં રહી. વજીર ગયો ત્યાં શી ગત થઈ. છંદ જલદ રાજાને પાય. સઘળી વાત કહી જ્યાં રાય; મેહેલ બાગ રાજાનું રૂપ, ઇંદ્રપુરી ઇંદ્રાસનનો ભુપ; તેસિવાય કોઇ બીજું નહિ, તમને કહું નિશ્ચે કરી અહીં, નથી તેથી તેને કોઇ સાથે વેર, આદર માન આપે બહુ પેર; સફળ જનમારો માહરો કરી. તમ પાસે આવ્યો પાછો ફરી, નિમકહલાલ કરવાને કાજ, નહિતર ત્યાં રહેત મહારાજ. એવાં વચન વજીરનાં સુણી. સભા સહુ અચરત થઇ ઘણી, રાજા રીઝ્યો અતિશે કાય, આનંદ તેના અંગ ન માય.

દોહરો—ગુલબકાવળી પણ છે ત્યાંહી, સભાતણે મોઝાર; તેણે વાત સહુ સાંભળી, કરવા લાગી વિચાર. તે નરતો નિશ્ચે સહી, મારા ફુલતણો હરનાર; જોવી રચના મારે ત્યાં જઇ, જયમ નિસ્ચે કરું તે ઠાર. ત્યાં જલદ રાજા રિઝીયો, જોઇ મહેલ બાગ; ધન ધન તે નરને સહી, જેણે રચના રચી અથાગ. વખાણ વજીર કરે ઘણાં, જોઈએ તેતો આ ઠાર; એમ સ્વારી તૈયાર કરી, ઘડી એક મોઝાર, એવાં વચન સુણી રાયનાં, હલકારા દોડયા ચોપાસ; ઠામ ઠામ જાહેર કર્યું સેનાપતિ જે વાસ. ઉમરાવ અમીર સરવે મળી, થયા ઘોડેસ્વાર; હસ્તી સહિત ટોળે મળ્યા. રાજાને કર્યો જુહાર, છડી સ્વારીએ નિસર્યા. માણસ એક હજાર; રસાલો સહુ પોતા તણો. નિસર્યો શહેરની બહાર. અમીર સહુ પોતા તણા, વજીરને કોટવાળ, પુત્ર ચાર સહુ પરવર્યા, જોવા કારણ તે ઠાર, ગુલબકાવળી મરદ સહી. તેનું બહુ પરાક્રમ; રાજા ચાલ્યો જોસમાં, ઘોડા ઉપર અસવાર, પુત્ર ચારે સુખ આગળે. છત્રીસ વાજાં વાગે તેઠાર;ઘણી શોભાથી પરવર્યા,જોવા કારણે રાય, રાજાને હરખ ઘણો, હમારે જોઉ એની કાય; તિરવા બે ત્રણચાલિગો; ત્યાંદીઠો નોતમ ધામ;

બિછાનાં નાખ્યા મુખમલનાં, દિઠા તેણે ઠામ, તંબુ દિઠા જરી તણા. જાણે ઝળકે ભાણુ જરી મંજરી કસબી તણા, ઉદેકાર ઉદ્યોત, જોઇ રચના વિસ્મે થયા, બિછાના અમુલ્ય જોત, તંબુતણી ઉપમા શી કહું, ઇંદ્ર સમી સમતુલ્ય, હરખ ઘણો થયો રાયને, જોતામાં છે અમુલ, વજીર પ્રતે વાણી કહી, તમે બારેકાશ પોહોંચ્યે મુકામ, ત્યારે, આ કોણે રચી; દેવપટનો મુકામ, રચના ત્યાં નઉતમ થઇ. અચરજ થયો વજીર આ નઉતમ ખેલ નવો થયો, કાલે નહોતું આણે તિર.

ચોપાઇ—એમ કરતાં આવી આવ્યા પાસ. ચરણે આવી નમ્યા તે કાળ, કર જોડીને બોલ્યો તે દિશ જલદ રાજાને નમાવ્યું શીશ આ વિશ્રામ ઠામ કર્યાં તમ કાજ, એ સ્થળે વિશ્રામ કરો મહારાજ ઘડી એક ત્યાં સુખીઆ થાઓ પછી ત્યાં મળવાને જાઓ. આગતા સ્વાગતા તમારી કીજીએ, લાહવો લાખેણો લીજીએ એમ કહી લાવ્યા પાસ રાજા મનમાં અચરજ થાય અસ્વારી રાખી તે રાય, પોતે ગયા તંબુ માંય, શોભા જોતાં અચરત થયો. કહો ભાઇ આતે શું કરો. અચરત પામ્યા સઘળા લોક, સમ્યા તેના મનમાં શોક, કવી કહે શું કહું કથી, તેની શોભાનો પારજ નથી સંક્ષેપે કર્યો વીસ્તાર, એથી શોભા બીજી અપાર, દેવ સરખા તેહાં વીસમે થાય. સહુ રચના જોઇ તે રાય. ખાન પાન સેવાને ફુલ સુગંધ બેહકી રહી છે અમુલ. જલદરાય બેઠા ત્યાં જઇ. જાણે ઇંદ્ર શોભા છે લહી ચાર ઘડી ઠરવા તે ઠાર. પછી સ્વારી કરી તૈયાર. ત્યાં આબરૂ મુજને દિધ. સફળ જનમારો મારો કીધ, ક્યારે જોઇશું એનું સુખ. ધન ધન એની ગાની કુઃખઃએમ કહીને નિસર્યો બહાર. સર્વ લુંટાવી દીધુ તે વાર. મુખમલ બીછાનાં જરીનાં કામ સર્વ લુંટાવ્યું તે ઠામ રાંક લોક બહુ નાહાલજ થયા જલદ રાજા બહુ વિસ્મે થયા. ઇંદ્રાપુરી આકારે કામ, અનગલ બેઠ

હશે દામ. ગણુતમાં કાંઇ આવે નહિ. કેમ લુટાવી દિધું અહી ત્યારે ચાકરે જોડ્યા હાથ અરજ કરી બોલ્યા તે સાથ. તમારે મન અમુલખ સહી. મારા રાજાને વિસાતમાં નહી. સોનું રૂપું ઝવેરનેલાલ.હિરા મોતીને પરવાળ. સ્ફાટીક મણીને લીલાં મણી.જડીત મહેલની શોભા ઘણી. તેને મનથી તરણા માત્ર તમ ઉપર કઈ ખેરાત. એ હુકમ પ્રમાણે કીધું અમો. સુખે આગળ પધારો તમો અચરત પામ્યા સર્વે જન. વળી આગળ ચાલ્યા રાજન. ઝળકારે ઝબકારો થાય. તેથી રાજા ઘણો અકળાય.

દોહરો—જશરાજા અચરજ થયો. વળી આગળ ચાલ્યો જાય એક કોશ વળી ચાલીયો. ત્યાં દીઠી રચનાય.બમણું કામ પેલા થકી. બીજાના શુભ અમુલ્ય; તેની રચના શી કહું, વળી સુરજની સમતુલ્ય. જળહળ જોત ઝળકી રહી, ઘણા ચિત્ર વિચિત્ર કામ રાક્ષસ જાત સર્વે મળી, દેને કીધો દંડવત પ્રણામ આગતાસ્વાગતા ઘણી કરી, દીધું પણુ એક માન; અખિલઅરાસ મેવાફુલ, તેવાં ફળને પાન એકચડી તેમાં કરી, વળી ત્યાંથી નિસર્યા બહાર; તે પણુ લુટાવ્યું સહી ઘડી નવ લાગી વાર. ત્યારે રાજા મુખથી બોલીયો,શું કરો છો આ કામ, મારા ખાવીંદના હુકમથી, તમપર ખેરાત આઠામ કશી ગણત્રી એની નથી નથી ખજાને ખોટ, હિરા ઝવેરના ઢગલા બારણે, તેને શી વાતની ખોટ, એ હજુરી રાયથી, ન દીઠી તે રચનાય, લુટાવી દીએ એક પલકમાં, તે જોઇને વિસ્મે થાય. એમ વાત કરે તહીં આણુંદ અંગ ન માય, તાજલમુખને ખબર થઇ, કે આવ્યા મુજ પિતાય.

ચોપાઈ—ઘણું પ્રસન થયા તે વાર. પોતે સ્વારી કરી તૈયાર મળવાને સામા પરવર્યા હરખ ભરી પોતે સંચર્યા, દિવ્ય વસ્ત્ર સજ્યા શણુગાર, શોભા કહેતાં નવ આવે પાર, કામદેવ સરીખું રૂપ.

ઈંદ્રની સરખો દીસે ભુપ છડી સ્વારીએ આવ્યો તહી. એક કોશ સામો તે સહી, જરદ રાયે જાણી વાત, રૂવે રૂવેથી થયો રળિયાત ધન ધન મારે આજનો દન પરમેશ્વર થયા પ્રસન્ન. ઘેર બેઠે ગંગા મળી, જોતામાં પાપ જાશે પજળી. માહા પુન્ય તણો નહિ પાર, સામો મળવા આવ્યો આ ઠાર. એમ વિચાર કરેછે રાજ કું વર ઉભી છે ત્યાં. જાણે બીજો દીનકર સુર. એવું ઝળકે મુખપર નુર સભા સરવે ઝાંખી થઈ.કોઈથી સામું જોવાયે નહી, જાણે ચીતરામણ લખીયાં ભીંત. એમ થઇ ગયાં સઉનાં ચીત. જલદ રાજા ઉઠયા જેની વાર. અન્યો અન્ય કર્યા જુહાર. પ્રેમ આલીંગન થઇને મળ્યા.દુઃખ હતાં તે સઘળાં રાજકુંવરે કરી વીનતી. ભલે પધાર્યા, પૃથ્વીપતી ભલે પધાર્યા આણે ઠામ પાવન કરો આવી મુજ ધામ શરણે આ-વ્યા તમારે આજ. પુરણ ભાગ્ય અમારે કાજ જાણી કરૂણા કી-જીએ. જશ મહીમા અમને દીજીએ કરૂં સેવા હું રૂડી પેર. આજ પધારો મારે ઘેર, સેના સહિત ચાલો મુજ સાથ એમ કહીને જોડયા બેહાથ એ સાચું સ્વપ્નું કહેવાય, બંકાવલી સરવે જુવે છે ખ્યાલ તે પણ મનમાં થઇ ખુશાલ. એ નર સિવાય બીજો નહિ. જોઉ ચરચા શું થાય અહીં એમ જોઇ સૌ અચરજ થાય. ઉઠી ત્યાંથી સરવા સભાયે. અસ્વારી થઇ તૈયાર, આગળ રાજા પાછળ રાજકુમાર છ-ત્રીસે વાજાં વાગે સહી બીજી શોભા નવ જાએ કહી, એ રીતે આવ્યા પુર પાસ જાણે શોભા સુરતે પ્રકાશ,

દોહરો—દીઠી રચના ત્યાં દેવીની, ઉદેકર ઉદ્યોત. જાણે કોટ સુરજ ઉદે થયા. જાણે જલહલ જોત બાધું બગીચો રાવટી. જાળ અટારીને માલ, કામ બધું સોના તણું. માંહે જડયા હિરાને લાલ. ધ ક્કાને કાંગરા, સોના કેરી કોર, દશ કોશની વરતી તહી, તે શોભ

અપરંપાર. વસ્ત્ર ઝાડ ઝળકી રહ્યાં. સોના રૂપા કેરા વિલાસ:માણેક લાલ લીલામણી. ને ચારૂ ઝગકે લાલ. કવી કહે શું વરણવું દેવતાઇ અધળું કામ, શી શી રચના લખું, એ રચના એ ઠામ. દીગમુંઢ સઘળા રહ્યા એ કારણ શું કહેવાય અવતાર સફળ સઉના થયા એમ કહીને જોતા જાય તે જોતા ચાલ્યા સહુ. અલી કુંચીને બઝાર બાગ બગીચા રાવડી. આવ્યા મહેલમાં તે ઠાર રાજકુંવરે હુકમ કર્યો. હીરા બાગ કરો તઇયાર. ઉતારો તેમાં રાયને. તેમાં શોભા અપરંપાર જાણે કોટી દીપક પ્રજળિયા. જાણે ઝળકી હિરાની જોત. બીજી રચના તેમાં ઘણી.ઉદકાર ઉદ્યોત.જરીનાં બીછાનાં તકીઆ તિહાં, તેમાં પણ હિરાનાં કામ. બેસોડયા તેમાં રૂપજી, ઇંદ્ર શોભા તે કામ. ફુવારા જારી કર્યા. ગુલાબ અત્તર જ્યાંહ સેન ધારા છુટે તહી. સુગંધ બહેકી રહી ત્યાંય બીજાં પુષ્પોનો પાર જ નહી.તરેહતરેહનાં તેલ. ભરી છાબ ત્યાં પુષ્પએ. થઇ રંગ રેલ. ભક્ષ ભોજન મુકર્યા મેવા ફળ પકવાન આગતા સ્વાગતા કીધી ઘણી કરાવ્યા અમરત આહાર રાગ રંગ પછે ત્યાં થયા. ગુણકા નાચે તે ઠાર. આનંદ સહુને અતી ઘણો ખુશાલી સહુને અપાર. ગુલબંકાવળી દુખ ધરે તનો કહુ મહીમાય

ચોપાઇ—ગુલબંકાવળી ધરે છે દુઃખ ઉતરી ગયું તેનુ મુખ. એ તે શું કાજ કીરતાર. મારી સઘળી રચના આ ઠાર. મેહેલ બાલ બગીચા સહી. કોણ ઉચકી લાવ્યું અહી. મરત લોકમા એ કેમ થયું. એવું દુઃખ કોણે મુજને દીધું.એ રીધ સીધ્ધ મારી સહી. કેમ કરીને આવી અહી.માટે કુળ તણો એ નીશ્ચે ચોર.આ દુઃખ મોટું ઘનઘોર એ કઇ પ્રકારે આવ્યો અહી મુજને તો અચરત સહી. એમ ઘણી દુખીઆરી તે થઇ,પછે પાંચ પરી તેડી તહી. ગુપ્ત કરી તે સાથે વાત આતો મોટા થયો ઉતપાન. સર્વ વસ્તુ આપણી આંહ. એ તો

કારણ શું કહેવાય. આ દેવતા કેરે કોપ આપણો દેશ થયો અલોપ મતી ભંગ થઇ પરી આય. નથી સુઝતો એક ઉપાય તમો જઇને જુવો તડી, આપણી વાડી છેક નહી, ચાર ઘડીમાં લાવો તપાસ, પછી ફરી આવો આ અવાસ. વચન વિનતાનું મસતક ધરૂ, ગગન મારગે પ્રવેશજ કરૂં, ઉઠી વિદ્યા તેને શી વાર, પવન પહેલાં જાઓ ને ઠાર એવો પરી તણો મહીમાં, ચાર ઘડીમાં પડાતી ત્યાંય. બંકાવળીનું જેછે ગામ, વળી ફરવે જાહાંછે મુકામ. ફરી વળી ને ચારે પાસ, દીઠી રચના પહોંચી આશ. રતીભાર કાંઈ ઓછું નથી, ધારીને જોયું સરવથી, ત્યાં નીશાની પોતાની કરી. પછી ઉઠી ચાલી સુંદરી ચાર ઘડીમાં આવી તે ઠાર, ગુલબંકાવળીને કર્યો જુહાર, આપણી વાડી મહેલને બાગ. સર્વે અનામત છે તે જાગ, એમાં અહીં અંતર નથી. એ નીશ્ચે વાત સાચી સર્વથી. કોઇ દેવતાએ રચ્યો આ વાર એવાં વચન સુણી તે ઠાર, ત્યારે હરખ પામી અંપરંપાર, ચરચાં જોવા બેઠી તહી, હાસવીનોદ થાય છે સહી, ઘણી ખુશાલી તેને મન. નચીંત થઇ બેઠા સહુજન, રાજકુંવરે પછે કાઢી વાત, ભાગવા સૌના મનની ભ્રાંત.

દેહરો—ત્યારે રાજકુંવર મુખ બોલીયો, સુણીએ રાયજી વાત. હકીકત તમારી કહો, ભાગે મન ઉચાટ રાજરીતી શી રીતે કરો; છો પ્રજા તથા પ્રતીપાળ, નારી ફરજ તમને સહી. તે કહો માંડીને વાત. પ્રધાન તમારો ડાહી હશે, કોટવાળ હશે તેણી વાર તે સર્વે કહો તમો, પછે અમ કહેશું અમ વાત ત્યારે જલદસિંગપછીબોલીયો સાંભળો રાયજી વાત. એ હકીકત માંડી કહું, ચીતમાં લાવો ખ્યાલ.

ચોપઇ—સુણો રાય ચતુરસુજાણ, ખાતરી વીણા છએ સનતાન, રાજ ચલાવું રૂડી પેર. ઘણી અસલખત છે મારે ઘેર પ્રધાન

કોટવાળ છે રૂડી રીતે ઘણુ ડાહ્યા છે ચીતે, ઘરમાં તરૂણી છે એક તેને પુત્ર ચાર વિવેક તે પુત્ર અમારા આગળ સહી, તેના ગુણુનો પારજ નહી, કહું તે કામ કરે છે તરત નથી લાવતા મનમાં ગરવ

દોહરો—ત્યારે રાજકુંવર પછે બોલીઓ કહી તમોએ સત્યજ વાત, ચાર પુત્ર તમો કહો. પણ મેં સાંભળ્યા પાંચ. તમો જે ચાર કહો છો સહી. તે અચરત સરખી વાત, પાંચમો પુત્ર કહો કયા ગયો સાચુ કહો વીખ્યાત. જલદસંગ ત્યારે બોલીયો, સાંભળો રાયજી વાત. પાંચમાની વાત કહેવાની નથી, તેમાં ઘણો ઉતપાત. જન્મ થયો તે પુત્રનો. જોશીએ કર્યો વીચાર, આ પુત્રને જોતાં અંધ થશો એ અચરત સરખી વાત. માટે દેશવટો દીધો એ પુત્રને, કહાડયો જંગલ મોજાર. વજીર સાથે પરવયો,રક્ષા કારણુ સાથ.ત્યારે રાજકુંવર પછી બોલીયો. કેવું હતું તેનું રૂપ. નામ.તેનું શું હતું,તે વિસ્તારી કહો ભુપ જલદસંગ ત્યારે બોલીઓ. શું જાણું એવું નામ. વજીર પછે તેડીઓ, સાચું કહો આ ઠામ, તે વજીર આવી ઉભો સહી, કરજોડી કર્યા પ્રરણામ શું ફરમાવો છો રાયજી, એમ કહીને નમ્યો તે ઠામ રાજકુંવરે પછી ઓળખ્યો, નિશ્ચે વજીર કહેવાય, એણે પાળી મોટો કર્યો. એવો નિશ્ચય થાય, ભણાવ્યો ગણાવ્યો છે મુને, ઘણો કીધો ઉપકાર. એમ વીચારી મન વીશે, પુછ્યું સભા મોજાર. પાંચમો પુત્ર રાજા તણો. તે સોપ્યો અમને જાણુ, તેનાં નામ કળા ગુણુ ચાતુરી.ધારીને કહો મંડાણુ. પછે વજીરે કહ્યું, જે પુર્વે હતી વાત, તે સાંભળીને હરખીયા, ખુશી થયા સહુ સાથ ત્યારે વજીર કહે સહુ સાંભળો, કહું અચરજ એકવાર, પાંચમો પુત્ર જે હતો તેવો છે આ રાજકુમાર. એ કાન્તી ચતુરાઈ તે તણી, રૂપ રાગનું રંગ, મેં પરીક્ષા એની કરી પાંચમો પુત્ર એ સંગ, મારા પુન્યે ઓળખ્યો, સાચી કહું છું વાત, મહારાજ, એ ખોટી કહો, વીસ્તારી કહો વાત,

ચોપઈ—નીસાની એધાની સહુ મળી, મળ્યા અન્યો અન્ય પોતે વળી,તમને મળવાને તેડે છે તહી, વેગે કરીને ચાલો વહી.એવાં વચન સેવકનાં સુણી, ખુશાલી વાધી મનમા ઘણી, તે વિનતા નર્યું ઘણું દુ:ખ, જાવા ચાલ્યાં મા પુત્રનું મુખ,વધામણીમાં આપ્યા શણુ-ગાર. સુખપાલ ઉપર બેઠા તે ઠાર. માતા પુત્રને મળ્યાં તહી શોભા જોતાં દીગમુઢ થઇ. રાજકુંવર જઇ નમીયો પાય.હું તો પુત્ર તું મારી માય.દીઠું મૂખ ને દુખ ગયું, વીસરી, ફેરેફેરે તેથી રાણી ઠરી,માતા પીતાને બીજા ભ્રાત, કરવા લાગ્યા ગુજરી વાત.

દોહરો—માતા પીતા મુખ બોલીયાં, કુળ તારણ તું તન. પ-રણાવીએ તુને પદમણી, વનીતા રૂપ રતન,સંસાર તણું સખ ભોગવો ઘણું દુખ પામ્યા રાય, એમ કહી રોઇ ઘણું,ભરે આંખ્ય તેની માય, અરે માતાજી ચિંતા તજો, બે પરણ્યો છું નાર, એતો દાસી તમ તણી કહોતો લાવું આ ઠાર, ત્યારે માત પીતા હરખ્યાં ઘણું, જોવા ઇચ્છું છું સુખ. દીકરા દેખાડો વહુ મુજને. તોતો જાએ દુ:ખસજન સહુ ટોળે મળી. એમ કહે છે વારંવાર, વહુ જોવા ઇચ્છે સહુ.તે દે-ખાડો આ ઠાર રાજકુંવર ગયો મહેલમાં જ્યાં વીનતાનો વાસ.ચરણે લાગી બેઉ ચંતની. સનમુખ ઉભી બેઉ પાસ, માતાપીતા પાસે આવીયાં. મળવા કુટુંબ પરીવાર તમને મળવા તેડે તહીં.માટે ચાલો બંને નાર. ચક નાખીને બેસજો. નવ દેખાડશો કાય. ત્યારે તમને પુ-છશે. મારાં માત પીતાય હોજલ પડદો શો મુજ આગળે. તમો ફર, જન થયાં આજ. ખોળે બેસો આવી કરી. માબાપની શી લાજ તે વારે તમે બોલજો. અમારો સફળ અવતાર. તમારા દરસનની ઇચ્છા ઘણી. ચરણે નમું આ ઠાર. ગુલામ અમારા આર છે. તેને કેમ દેખાડું મુખ. એવું શીખવીને આવીયાં જ્યાં બેઠા માતપીતાય. રાજી જણગાર આવ્યા તહીં. મેહુદા લાખા બે નાર.ચક નાખ્યોલાં

દાસીએ. બેઠી પડદે બે નાર. ત્યારે રાજા રાણી બોલીયા. તે વેળા તે ઠાર. હાસ વચન મુખ બોલીયાં. શીદ ધરો છો લાજ. તમો મુજ પુત્ર સમાન છો. આવીને બેસો આજ આ કુટુમ મેળો છે સહી. નથી અપરાધી કોઈ અન્ય.માટે આડા નીરભે થવ.એમ બોલ્યાં રાણી રાજન

ચોપઇ—ત્યારે દાસીબોલી તહી. તમે કહ્યું તેમાં સંદેહ નહી. માત પીતા તણી શી લાજ. પણ એક અચરજ સંભળાયું આજ. ફરે પુત્ર તમારી સનમુખ. તેને નહી દેખાડું મુખ. મારા દેશમાં આવ્યા એહ.રમવાને મન આણી નેહ.હારજીતની પાડી હોડ રમવા માંડું તે ચારે કોડ. એ સરવસ હાર્યા મારે ધામ. છેલી બાજીએ થયા ગુલામ.બાર વરસ મજુરી કરી. ચતુર વરનેતો હું વરી. કરજોડી ઉભા મુજ પાસ. માગી રજા આણી ઊલાસ.બાર વરસ ગયાં છે વહી. હવે રજા આપો ઘેર જઇએ સહી. જાણું દીધું જીવતદાન લાચાર થઇ બોલ્યા એમ વાણ. માત પિતાને મળીએ જઇ. કરજોડી એમ વાણી કહી, ગુલાગી કામ દીધા છે સહી, એ વાતમાં સંદેહ નહિ. નહિતર બોલાવી પુછો તાત. પછે માનજો સાચી વાત. જોઇને કહાડી મુકો તમો. તો તો આવી મળીએ અમો. એ વાતનું મોટું દુઃખ. ગુલામને કેમ દેખાડું મુખ, ઇશ્વરની આણ સાચી વાત. ના માનો તો જુઓ સાક્ષાત અચરજ પામી સજનને તાત. આતો અચરજ સરખી વાત, તે ચારે જણા શરમીંદા થયા. નીચું જોઇને ત્યાં ઉભા રહ્યા. માનભંગ થયા તે વાર. નીચું જોઇને નીસર્યા બહાર ભાગ્યો તેહ તણે હંકાર પછી ચકથી નીસર્યાં બહાર. જાણું વીજળી ઉતરી આકાશ તેથી રૂપ ઘણું પ્રકાશ. દેવરૂપ વેશ ધરી કરી બંને નારી ત્યાં વળી સાસુ સસરાને લાગી પાય.કરજોડી ઉભી તે ઠાય.અમો દાસી તમારં આ કામ જે ફરમાવો તે કરીયે કામ રાણીએ કર મુકયો શીર

અખંડ શોભા દીધી આકાશ, પદમણી ઓમાં કાણુ માત્ર, ઘણું રૂપ ને ગોરૂ ગાત્ર, તૃપ્ત થયાં જોતામાં મન, ઘણી ખુશાલી વાધી તે દન. રાજા રાણીએ આપી રજાય. રાજ સભામાં જાઇ. બેડા રાય પાંચમા પુત્રને પાસે લેઇ, પછે મહેલમાં વીનતા ગઇ. શું વીત્યુભાઇ તમારી કાય, તે સહુ વીસ્તારીને કહો આંય. ત્યારે રાજકુંવરે સઘળી તીકાં કીધ, રાજાએ સુણી સરવ લીધ વાત સાંભળી અચરજથયા, પછે રાજાએ બોલજ કહ્યા, પછે ચાર પુત્રને બોલાવી કરી ચતુરાઇ ભલી તહાં તમે કરી, ન આપત ફુલ તો વાતજ થાત, પછી તારે ઘસવા પડત હાથ,

દોહરો—હવે બચન કુંવરના સુણી, અચરજ પામ્યા મન, ધન ધન તારી બુધને, વળી પરમેશ્વર અસલ તેં નામ વધાર્યું પુર વીશે. બોશીંગણુ શું થાઉ આજ. તેં દુખ વેઠયું કામ ઉપરે, ફુલ લાવ્યો મુજ કાજ શાબાશ કહે સઉ વરણુ અઢારેલોક માગી રજાને સરવર્યા. સમીયા સહુના શોક, પછે જલદ રાજા બોલીયો, પુત્રનીસાથે વચન. સીરકરતાન આવો તમો, તો હરખે મારૂં મન. રાજ પાટ આપું તમને, તેથી રહેશે મુજ નામ. માટે સાથે આવો તમો, એમ બોલ્યા તે ઠામ, ત્યારે રાજકુવરે વીનતી કરી. એમ કેમ થાએકાજ. એમ છતાં અમે બેશીએ. તો થાય કુળને લાજ, નીત મળવાને આવશું ને રહેશું આણે ઠામ. એમ કહીને ચરણે નમ્યો પીતાને રાજકુંમાર, જલદ રીજ્યા અતી ઘણું પુત્રનાં સુણી વચન રજા માગીને પરવર્યો, પુર વીશે ત્યાં રાજન ત્યાં નીરદોષ નિશાન ગડગડે ગગન વીશે સુર જાય, પુર વળાવી પરવર્યો. આનંદ અંગ ન માય રાજપાટ રાજીજી કરે કુંવર રહ્યા તે ઠાર. એ વાતુ રહી એટલે બકાવળી શું કરે વિચાર થરચા તેણે સઘળી જોઇ લીધો સઘળોપાર.

ધન ધન છે એ નરને. એમ, મનમાં કરે વિચાર, એવાં પ્રાક્રમએ
કર્યાં તે કરી ન શકે નિરધાર મરત લોકનું માનવી ઈંદ્રાસરખાંકા
ચતુરાઇનો કાંઇ પાર નથી એવી જોડી નથી જુગ માંય વરત ભ
મારૂ કર્યું એનો ઝાલ્યો હાથ. વળી વીંટી મારી હરી ગયો, ધનધ
એની જાત. મારે નર તેને હું વરૂ એવો નથી સંસાર. એમવિચા
મની વીશે, કાગળ લખ્યો તે ઠાર. વીંટી રાજકુંવર તણી ઘાલીગ
હતો જે હાથ. બન્ને વાનાં મોકલ્યાં સંગેપરૂ પરી સાથ આ આ
કરી આવો તમો રાજકુંવર છે જયાંહી, પ્રતીઉતર લખાવી કરી,આવ
હું છું અહીં.

ચોપાઇ—એમ કહી ચાલી તેણી વાર. જયાં પોતનો હ
કરાવ. જીવ રહ્યો રાજાની પાસ. કયારે પોચશે મનની આશ.દાસી
સોંપી ગઇ કામ, તે તો ગઇ રાજાને ધામ, વીંટી કાગળ આપ
તહી. એકાંત જોગ ભેદ. તે સહી. અચરજ પામ્યો મન મોજારવી
દીઠી પોતાની તે વારે ત્યારે ગુલબંકાવળી સાંભળી તહી તેના કર
ઘાલીતી લઇ, નખ શીખથી હરખ્યું અંગ. મોત પાંમ્યો થયો આન
વીંટી જોઇને વ્યાકુળ થયો, તે વનીતા પ્રત્યે બોલજ કહ્યો કે
મોકલીતુજને નાર. કયાંથી કાગળ લાવી આ ઠાર, ત્યારે તેણેજોડ
હાથ, પ્રતી ઉતર કર્યા તે સાથ ગુલબંકાવળી પરીનું નામ.તેણે મે
કહી આણે ઠામ. વીંટી નીશાની તમો કીજીએ. આ કાગળનો ઉત
દીજીયે, એવાં વચત વીનતાનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણ
કાગળ લઇ રૂદીયાશુ ધરી. વાંચવા માંડયો હેતજ કરી.

દોહરા—પ્રતી ઉતર પાછો લખ્યે, તે સઘળી સાચી વાતકુ
લીધું બગાત્રથી, જોયો બાગ સાક્ષાત સાતમે મહેલ હું ચડયો
દીઠી તમને નાર. પગથી મેં શીખા સુધી, શોભા જોઇ અપા
નીદ્રાવશ તું તારૂણી. મેં નીરખી તારી કાય. મોહ બાણુ વાગ્યું સ

મારા રૂદીયા માંય. આશકનું ચાલે નહિ, હામ કર્યું લગાર; દિલ નહિ રાજી એહનું. તો મારી નખાવે તે ઠાર. કદાપી આંશક રીઝીને, બખશે તન મન ધન, નમી ચિત્ત તમ આગળ ધરે, કરે તે મન પ્રસન આ કામ નિશ્ચે કરૂં, એક વાંટી બદલી મેં તજ્યો, તરત તમારો ઠામ. જો માસુક રીઝશે મનમાં, તો કરશે ભેટ અપાર જમીન ફોડીને પરવરે, તે નવ ડરે લગાર. એ વખત ત્યાં આવીયો, ઘણી ચતુરાઇનું કામ; હવે એ સહેલું નથી. મુસ્કેલ છે આ કામ. કૃપા દ્રષ્ટી હશે તમ તણી, લખીત પદાર્થ હોય; તો તો મળશું એકઠાં. તે કહી નહી શકે કોય એમ લખીને પત્ર આપીયો પત્ર પરીને હાથ; ગયને તે ઉડીગઇ, ચાલી પોતાને સાથ પછી બંકાવળી કને ગઇ, ચરણે નમાયું શીશ; કાગળ મુખ આગળ ધર્યો તે વેળા તે દીલ પ્રસન થઇ મનમાં ઘણી ઉમેદ વાપ્યો મન, ઉકેલીને વાંચીયો. હરખ ધરીને તે દન. પ્રતીઉતર માગી કરી પ્રસન થઇ ઘણી નાર, ધન્ય એ પુરૂષની ચાતુરી ધન ધન તુજ અવતાર તે નરને તેડું અહીં, બત્રીસ લક્ષણુ જોડ. પરણીને થાઉં પ્રેમદા, તો પોચે મનના કોડ આશકનું ચાલે નહિ, માશુક આગળ લગાર, માટે વીંટી મુકી ગયો, ધન ધન રાજકુમાર. હવે તેડાવું તે નરને, રસીક રૂપાળુ મુખ, હને જોયું એનું પારખુ, તેડીને ભોગવીશ સુખ.

ચોપાઇ—એવું મન વિચારી કરી, સાહેલી સાથે વાણી ઉચરી, અબોલાને લાવો અહી, તેથી કામ થવાનું સહી. સુણી. વચન ગઇ તે દાસ. આવી અબોલા કેરી પાસ, મુકી તેણે વાણી કહી, ગુલબં-કાવળી તેડે છે તહી માટે ચાલો મારી સાથ, એવી મુખથી કહી તે વાત, અબોલાં હુજવા લાગી મન, કંઇ આવ્યું શીર વિઘન. મનમાં

હીમત તેણે ધરી, ચાલી સાહેલી સાથે પરવરી; ગઈ બાગમાં વિનતા પાસ એક અબોલાને બીજદાસ. રૂદન કરતાં દીઠી નાર, મુખ ઉતરી ગયું તે વાર, શું દુખ તમને થયું છે માત મુજને કહોને સાચી વાત જે ફરમાવો તે કીજીએ, હુકમ તમારો શીર લિજીએ; શી વાતનું તમને છે દુઃખ, વિસ્તારીને કહોને મુખ. ત્યારે બંકાવળીએ વાણી ઓચરી, તેં મુજને દુખીયારી કરી, અગ્ની રૂવે રૂંવે બળુ છું અમો, તે સળગાવી તમો. જમાત કરીને રાખ્યો પાસ, તે નરને લઇ આવો અવાસ. તનમન તે માહારા પ્રાણ, તેને વિજોગે દુઃખીઆરી જાણ તે નરની તુજને વહની થઇ, એમ બંકાવળી બોલી તહી, ભોગવું તે નરની કાય. ત્યારે હઇડું શીતળ થાય, તેથી જાય સઘળું દુખ, શું વિસ્તારીને કહીએ મુખ, દુખ તજો તમે મનથી તાજ, લાવું ચાર ઘડીમાં રાજ, એવું કહી અબોલા ગઈ, મન વેગે જઇ ઉભી રહી, વાયુ રૂપ તેને શી વાર, જઇ કરી ઉભી તે ઠાર, રાજકુંવરનું હરખ્યું મન, ચરણે નમી બોલ્યાં વચન, માતાજી પધાર્યાં તમો પ્રસન્ન ઘણાં થયાં છીએ અમો. ત્યારે હશીને અબોલા બોલી વાણ ખુશાલી લાવી ચતુર સુજાણ, પુર્વ જન્મનું તમારૂં પુન્ય બંકાવળી તુજ ઉપર થઇ પ્રસન, તન મનથી ભજે છે તુને, તેડવા કારણ મોકલી છે મુને, નેવનાં પાણી મોભે જશે, તે વિનતા તો તારી થશે, રાજકુવર તો થયો રળીયાત. એ તુજ પરતાપે માારી મા ગગન મારગે ચાલી ગઇ, ત્યાં તો વાત એક વિપરીત થઇ. તેની માતાએ જાણ્યું સહી તે મળવાને આવી તહી. દોહરો— પુત્રીપાસે તે જઇ કરી, બોલી મુખથી વાણ, ઘણા દિવસે તું દીકરી, ક્યાંથી આવી જાણ સુનો બાગ તમારો થયો મેં સાંભળી એવી વાત, તે કારણ આવી અહીં. સાચી કહેતે વાત. ક્યાં ગઇતી તું દીકરી, મુકીને આ ઠામ બાછન લાગે કુળને, તેં કિધું

એવું કામ. મૃત્ય લોકનું માનવી. તે ઉપર થઇ રળિયાત. તું ગઇ વસ્તીમા તારૂણી. મેં એવિ સાંભળી વાત, કુળને કલંક લગાડવા. તું અવતરી મારે પેટ. ધિક અવતાર તે તાહરો. માહારૂ જણ્યુતર ઉડયું વેઠ આપણુ અપસરા ઇંદ્રની. ગાંધર્વ લોક અવતાર. માનવ કશા લેખામાં નહિ. તેં નવ કર્યો વિચાર. કઠણ વચન ઘણાં કહ્યાં, તે સર્વે સાંભળ્યાં કાન. હુંતો કાંઇ નથી સુણતિ કોઇ પુરૂષની વાણ પછે મુખથી ઓચરી. માતાને દઇ માન, જુઠું આળ મુકો મનેતો હું કરીશ દેહની ઘાત, જીવને કરાર હતો નહિ નવ ગમ્યું આ ઠાર. રમવા કારણ પરવરી. સાહેલી સાથે બહાર જુઠું તોહોમત મુકો મને એમ કહી ભર્યો લોચન સંદેહ ભાગ્યો મન તણો હરવી પોતે મન. એમ કરતાં નીશા પડિ. રહિ તે પુત્રી પાસ, અબોલા લાવિ તે સમે. તેને પાસે તેડી દાસ. મુખ થકી તેને કહ્યું. લાવી રાજકુમાર અરજ કરો જઇ માહારિ, એમ કહેવરાવ્યું તે ઠાર; ત્યારે સાનમાં સમજાવી કરી આવ્યો મન માન્યો આ ઠાર બંકાવળીએ ઇસારત કરી ઉતર્યો બાગ મોઝાર સારી જગ્યા એ બાગમાં તેની શોભા કહી નવ જાય. તાંહાં મુકામ આપ્યો રાટને. અબોલા થઇ વીદાય એમ કરતાં રજની પહોર થઇ. સુતી તેની માત બંકાવળી ઉઠી પછે, આનંદ અંગ ન માય.

ચોપાઇ—ઉમેદ વાધી અપરમપાર, સજ્યા તેણે સોળ શણગાર દીવ્ય વસ્ત્ર અંગ ઉપર ધરી. મદભરી ચ લી સુંદરી તેના રૂપને કોણેજ કળે. જાણે જોત સુરજમાં ભળે. રાજકુંવર બેઠો છે સાથ. રમઝમ કરતી આવિ ત્યાંહ દ્રષ્ટે દ્રષ્ટી મળી જેટલે કુંવર મોહ પામ્યોતેટલે વાગ્યાં તેને મોહનાં બાણ, પડયા પૃથ્વી વશ થઇને પ્રાણ.બંકાવળી ત્યાં અચરત થઇ નારી રૂપથી શુદ્ધ ના રહીખોળામાં લીધો તે વાર. જાણે ઇંદ્ર તણો અવતાર. જોતા અચરત થઇ. તે નારનીશુદ્ધીનારહી

દુઃખસઘળું જોતામાં ગયું વિહ્વળ મન પોતાનું થયું. ખોળામાંથીઉઠયો જેટલે.વિનતા ચરણે નમી તેટલે. દુષ્ટે દ્રષ્ટી અન્યો અન્ય મળી. ગયાં ચિંત બન્યોના ગળી. કહે બંકાવળી હસીને વચન. સાંભળો રાજવંન સીના તન, ભલે પધાર્યા આણે ઠામ, હવે માન્યું છે મારૂં મન. વીંટી મારી બદલી સહિ, તે દિવસનિ નિંદ્રા નહીં, અબોલાને મોકલી અમો, તે શોધીને લાવી તમો, માહારા હૈડા કેરા હાર, પરમેશ્વરથી અદકા આ ઠાર, ગંધર્વ વિવાહ કર્યો તે વાર. પ્રેમ છુટયા ન લાગી વાર. ચુંબન વિનોદ કરે છે તહીં, એક એકનું મન ગયું છે મળી, પોહોતી બેઉના મનની રળી. ભોગ વિલાસ કરે છે નાર, સુખ પામ્યાં બન્યો તે ઠાર, સુખ સેજા ઉપર સુતાં બેઉ સાથ, એક એકની ભીડી ભુજ બાથ, નિંદ્રાવશ કાયા બેઉની થઇ, તન તણી શુધ નવ રહી ગઇ નિશા ગઈ છે રાત, જાગી ઉઠી તેની માત, પુષ્પ વિમળપે નીકળી બહાર, આવી સુતા જ્યાં નરનેનાર, દ્રષ્ટે જોયું સુતાં છે નરનેનાર, કલેજું દાજ્યું અપરમપાર, પછી મન વિચારી કરી ત્યાં શુ કરે છે સુંદરી,

દોહરો—દ્રષ્ટે દીઠો માનવી, સુતો પુત્રીની સંગ. દ્રષ્ટે દેખી નવ શકે,જ્વાળા લાગી અંગ.ઝાલી પગને ખેંચીઓ, ઉરાડી દીધો આકાશ, જાણે ગોફણ ફેરવ્યો, તે રીતે તે ઠાર. બંકાવળીને ઝાલી તહી, માર્યા તમાચા દશ વીસ, લઇ ચાલી પોતાના શહેરમાં સ્વર્ગપુરી તે દિસ, ગાંધર્વ નામે પિતા સહી, પોતાનો ભરથાર, હકીકત માંડી કહી. પુત્રીની તેણિવાર ક્રોધ કર્યો કાયા વિશે, કેદ કરી તે ઠાર;કેદમાં રાખી કામની પણ નરનું નવ મુકે નામ. ઘડી પલકના વિસરે, જુરે તને દિન. અન્ન જળ નિંદ્રા તજી. કરે ઘણું કલ્પાંત, હોલેદિલ તેનું થયું, તજ્યાં સઘળાં સુખ રાજકુંવર નવ વિસરે, લેહે લાગી તે મુખ. સોળ શણગાર તેણે સજ્યા, વિલાપ કરે અપાર બેહોશ થઇ અવની પડી,

વળી મુખે કરે પોકાર. દાસિએ જાહેર કરી, તેના દુઃખની વાત, તે નરના વિજોગથી. કરે છે દેહની ઘાત. ખાન પાન સર્વે તજી, રૂદન કરે છે અપાર. ત્યારે માત પિતા ઘણું કોપીયાં, બેડી જડી પગ મો, જાર. ગળામાં ઘાલ્યું વળી; બાંધી થંભ સુજાણ, કુળને કલંક લગાડિયું. ધિક ધિક જીવતર નિરવાણ. ધિક્કાર પડગો તુજ રૂપને. ચાતુરી તારી ધીક. તેં તો કુળ મુજ બોળિયું, હે પાપણી આ ઠાર, નફ્ટ થઇ નથી લાજતી, હજુ તે વતિનો ખ્યાલ. હત્યા ભાગી નંવ ડરૂ. આણીશ તારો કાળ, દાપણુ રૂપને ચાતુરી, તેમાં ઉડી આગ, કેમ નવ મુઇ તું દીકરી લજાવ્યું મારૂં કુળ. એમ કહીને કેદ કરી, નવ ચાલ્યું તે ઠાર, હવે રાજકુંવરને નાખીઓ, તેનો કહુ વિસ્તાર.

ચોપાઇ—ક્રોધ કરી ફેંકયો તે વાર, જાણે ગોફણુ ફેરવી તેણી વાર; સમુદ્ર મધે પડિયો જઇ ગયો ત્રણ જોજન ત્યાંથી સહી. પ્રભુની માયા અપરમપાર બચાવિ લિધો તેણીવાર; આવરદાની દોરી લાંબી સહિ, તે કોઇથી તોડાયે નહિ, સમુદરે છોળ મારી તે ઠાર, કહાડી નાખ્યો જળથી બહાર; સત્રા પોહોરે થયો સાવધાન. આંખ ઉઘાડી જોયું તે ઠાર જુએ ત્યાં દરીઆના નીર, એક તરફ ઝાડી ગંભીર; વિચાર્યું પોતાના મન લખીત વાત થઇ તે દન હવે આશા જીવ્યા તણી નથી, એમ વિચાર્યું મનમાં કથી કરમે કંધું ભોગવશે દેહ, એ વાતમાં નહિ સંદેહ; એમ મનમાં વિચારજ :કરી ત્યાંથી ચાલ્યો હિમત ધરી. એક કોશ ગયો જેટલે, વાડી એક દીઠી તેટલે ઘણી ખુશાલી મનમાં થઇ, અમરત ફળ વળી દીઠા તહિ; એમ વિચારી પેઠો તે માંહે અચરજ સરખું દિઠું તાંહે. જાણે માણુસ કેરાં શિશ, એવાં ફળ દિઠાં તે દિશ; હસવા લાગ્યો અપરમપાર તુટી પડયાં ધરતી મોઝાર. વજ.

રથી કઠણુકીધું મન, હિંમત રાખીને રાજન; મારી ઠેકર ને ચાલ્યો જાય હિમત રાખી મનડા માંહ વળીકાસ એક મુકી જાય ત્યાં દિઠો બીજો બાગ, ઘડા જેવડાં દીઠાં અનાર, તેની શોભાને નહિ પાર, ફળ મધે અનારનાં ઝાડ. બીજી ઝાહાડી ભાર અઢાર. રાજકુંવરનું હરખ્યું મન એક ફળ તોડયું તે દિન. ચીર્યું ફળ ત્યાં તેની વાર, નીકળ્યાં જનાવર અપરંમપાર. ઉડવાને લાગ્યાં ચોપાસ, તહાં શોભા તણો આભાસ મેવા તણો કાંઇ પારજ નથી ફુલે ફુલ શું કહું કથી, શીતળ નીલ સરોવર સાર, અમ્રત સરખું દીઠું તે વાર, આસ પાસ દરિયાનાં નીર, તે મધે રચના દિઠી તે તિર, પિધું નીર ફળ ખાધાં લઈ, પછે મનથી વિચાર્યું તહી.

દોહરો—ફળ જળ મળ્યાં સહી, સુખ પામ્યો તે રાય; કુદરતનો ખેલ દિઠો સહી, અકળીત કળ્યો ન જાય ચારે દિશાએ દરીઆ તણાં નીર નવ જવાનો ઠાર, ક્યારે વસ્તી દેખશું ક્યારે આવશે દુઃખનો પાર. વહાણુ તણો રસ્તો નથી. એ અલોકીક તે ઠાર; માટે હીમત હારવી નહી, એમ મન કીધો વિચાર. જ્યાં કષ્ટ પડયાં છે અતિ ઘણાં, ત્રાપો બાંધ્યો લાય, મુકયો સમુદ્રમાં તેહને, જેમ હરી કરે તેમ થાય. એક વાર મરવું સહિ. લખીત હશે તે થાય, આવરદા હશે, તો તો પામશું પાર. એમ કહી બેઠો સહી. અંદેશો કરતો જાય; તે છોળમાં જઇ પડયો, ત્રાપો તેણીવાર. મડા ગાંઠે જઇ વળગી પડયો, આઘો તે અરણુવ માંહે દરીઆએ છોળ મારી કરી, કહાડી નાંખ્યો પેલે પાર રેત ઉપર ઠરીઓ જઇ તે કુંવર તેણે ઠાર, શાંત થઇને ચાલ્યો, હીમત રાખી તે વાર નીશા પડી તેને સમે. મહા ભયાનક વન વાઘ વરૂ ઘણાં તહિ. શબ્દ કરે ચોપાસ ; ઘણી ઝાડી વીકટ વાટ, અનેક જનાવરનો પાસ. તે ઠામે ધીરજ નવ રહી, ધ્રુજવા લાગ્યાં હાડ ચતુરી કીધી ચાતુરી, ચઢી બેઠો એક ઝાડ. નીશા એમ

કરતાં ગઇ, થયું અજવાળુ ઉદ્યોત; જાણે દિવસ ઉગીઓ, ભાનું કેરી જોત. રાય તો અચરત પામીયો, એટલે દિઠો એક નાગ; તેને માથે મણી સહી, ઉજેસ થયો તે જાગ એક ઝાડ હેઠળ આવી ઠરયો, મુકયો મણી તે ઠાર; પછે ચારો કરવા પરવર્યો, મછ તણો કરતો અહાર

ચોપાઇ—મછ તણો તેણે કિધો અહાર, નાગ તૃપ્ત થયો તે વાર; પાછો ફરીને આવ્યો સહી, જ્યાં મણી મુકયું તુ તહી પાછું ચડાવી દીધું શીશ, સજી કામ ચલ્યો તે દીશ; મણીના તેજથી મછ નાશી જાય માટે મણી મુકીને જાય રાજકુંવરે જેયો ખ્યાલ, એમ કરતાં થયો પ્રાતઃકાળ કંદમુળનો કીધો અહાર, પાછો ચડી બેઠો તે ઠાર, કાદવનો એક પીડો કરી, જઇ બેઠો તે ઝાડે ચડી. વિત્યો દીવસને રજની પડી, આવી નાગ પોહોચ્યો તે ઘડી મછ નિશાની વેળા થઇ, તે સમે નાગ આવ્યો તહીં, જાણે સુરજ થયો પ્રકાશ, આવ્યો નિશ્ચે વૃક્ષની પાસ. મુકયો મણી નવ લાગી વાર, ચાલ્યો મછનો કરવા અ-હાર હરીઆ કાઠિ પોહોચ્યો જેટલે, ઉપરથી કાદવ નાંખ્યો તેટલે, મણી હતું તે ઢંકાઇ ગયું, અંધકાર તે વેળા થયું, ગતી ભંગ તે નાગની થઇ, પડી ફાળ શુદ્ધી નવ રહી, આંખે અંધ થયો તે વાર, મણી વિના ન સુઝે લગાર; પછાડા મારે ક્રોધજ કરી, ગયા પ્રાણ તેના નીસરી એમ કરતાં તે રજની ગઇ, નાગ પાછો તો આવ્યો નહી; રાજકુંવરે કર્યો વીચાર, હેઠો ઉતર્યો તેણીવાર મુતીકા ખણીને કતા-ડયું મણી, તેહ તણી શોભા છે ઘણી જતન કરીને બાંધી લીધ ત્યાંથી પંથ કર્યો પછી શીઘ્ર કાસ એક તે ચાલ્યો વળી નાગ મુઓ દિઠો તહી ગુણ ઓશીગણ તેનો થાઉ; એને દાગ દઇને જાઉ એમ વીચાર્યું તે ઠાર, ઘાસ તણો કીધો અંબાર તેમાં તેણે ધરીઓ નાગ. રાજકુંવરે દિધો દાગ; ત્યારે પછે તે ચાલ્યો વીર મન મધે રાખી બહુ ધિર એક

તરફ ઝાડી ઝંભીર, એક તરફ દરીઆનું નીર. પાહાડ પર્વત ઘણી ગુફાય જખ જોળ ઘણીને ત્યાંય તે મધે ઉતરે ને ચડે, મરણથી તે તો નવ ડરે. અજગર હેતા મોટી ફાળ, જાણે આવી પહોંચ્યો કાળ, એ ભયાનક વન તે જાણ, કાયર તે છોડે પ્રાણ, તે પંથે તો ચાલ્યો જાય, વજર કલેજું કરીને રાય.

દોહરો—નિશા પડી તેને સમે હિમત નવ રહી મન, વિસરામો કર્યો જઇ ઝાડપર, તેણે સમે રાજન, તે ઉપર માળો હતો, એક મેનાનો સાર, બચ્ચાં ચાર છે તેહને, પાંચમી મેના નાર. તે જનાવર નથી જાણતાં, ઉપર છે માનવી જન, ઘડીક એક રજની ગઇ, ત્યારે બચ્ચાં બોલ્યાં વચન માતાજી કહો કાંઇ વારતા, વાકેફ કરોને આજ, હવે અમે મોટાં થયાં, જાશું ચરવા કાજ. આ જંગલની વારતા, માંડી કહો વાત, કઇ દીશાએ જઇએ અમો, ચરવા કારણ માત, એવાં વચન પુત્રનાં સુણી, મનમાં થઈ રળીયાત પ્રસન થઇ તે ઓચરી, પુત્રની સાથે વાત. ઉત્તર દિશા ભણી પહાડ અહીંથી એક જોજન, હીરા તણો એ છે સહુ સાંભળ તુ મુજ તન, તેની પાસે એક ઝાડ છે, તેના ગુણનો નહી પાર, તમ આગળ તે તો કહું, ઝાડ તણો ગુણ સાર સાંભળ સુત હેતે કરી માંડીને કહું આંય, પ્રથમ ગુણ કહુ પાંદડા તણો, વાગ્યા હોય શરીરે ઘાય, પાંદડાં તે ઉપર મુકતાં તરત રૂજાઇ જાય, ફળ બાંધે કમરને વિશે, તે ઉડે ગગન મોઝાર, સો જોજન જાએ સહી, એક પલકમાં નીરવાણ ડાળી તણી જો લાકડી મારે વજરતીમાંય, કકડા થઇ અવની પડે તે વેળા તે ત્યાંય ભાલ તણી ટેપી કરે, ધરે શિર આણી નેહ સર્ગ મૃત્યુ પાતાળ ફરે, પણ કોઇ નવ દેખે દેહ એવા ગુણ છે ઝાડના સાંભળ, મારા બાળ પણ

ત્યાં કોઈ જઈ શકતું નથી, ત્યાં રહ્યુ છે વિકરાળ ત્યાં રહીને જો તે કરે. ઝાહાડ પહાડની જાણ, પશુ પક્ષી કે માનવી જાય તેના લે પ્રાણ

ચોપાઈ—માટે પુત્ર જશો તમે નહિ, એવી મેનાની વાણી કહી બાકી અમે તહાં ફરજો તમે, સાચી વાત કહુંછું અમો એવાં વચન મેનાનાં સુણી, વળી બચ્ચાંએ વાણી ભણી, નવ જોઇએ આપણને ધરથ, નથી ઝાડ તણો કાંઇ અરથ, જે જાય તે જીવે નહી, સરપ તેને ડસે તહી, તે સરપને જીતનાર, માનવ જો આવે તે ઠાર ઝાડ પહાડને વળી ઠામ, સીધ કરે પોતાનાં કામ, એક એકના માથાનાં સહી, પરમેશ્વરે ધડયાં હશે તહી પરમેશ્વરે રચના કરી નૌતમ વસ્તુ પૃથ્વીપર ધરી તે સઉ માનવી કેરાં કાજ એ વાતમાં શોસંદેહ આજ કોઈ બત્રીસ લક્ષણો હશે તે જશે અહંકાર નાગ તણો ભાગશે, આપણને તેનું નથી કાંઇ કામ સેજ વાત પુછું આ ઠામ, ત્યારે વળી બોલી મેના વાત, સાચી કહું છું માનો સાક્ષાત; કોઇ માનવી આવશે આ ઠાર, બતરીશ લક્ષણતણો આવાર. હીમત રાખી જશે એ ઠામ તો તો થાશે તેનું કામ, એક ઉપાયથી જીતે તે નાગ તે તમ આગળ કહુંછું આજ તે પહાડ નીચે કોતર સહી એક રૂષી તપ કરે છે તહી, તેના જપને સ્તુતી કરે, ત્યારે રૂષી વાણી ઓચરે, મસ્તક ઉપર હાથ મુકે જેટલે, કામ તેનું સિધ થાય તેટલે, એવી વાત મેનાએ કરી, રાજકુંવરે મનમાં ધરી. વીતીરાતને ઉગ્યો દન, રાજકુંવરનું હરખ્યું મન તેપહાડ જઈને જોઉં, મારા મનનો સદેહ ખોઉ, મોત પોતાનું મુઠીમાં લઇ, ઉત્તર દિશા ભણી ચાલ્યો વહી, દુરથી પહાડ દીઠો જેટલે, નિશ્ચે વાત થઇ તેટલે દિશા ભણી ચાલ્યો વહી, દુરથી પાહાડ દીઠો જેટલે નિશ્ચે વાત થઇ તેટલે એકવાર મરવું છે સહીં, પાછું ડગલું ભરવું નહી એવી મનમાં રાખી ધીર, ઉંડાણમાં ઉતરી વિર પોતે મનમાં કર્યો વિચાર હું ક્યાં આવ્યો છું આણે ઠાર.

દોહરો—આ જગા ઉપર લાવીયા, લખ્યા લેખ મુજ શીશ, અન્ન જળ મળે નહિ, કરતા શ્રી જુગદીશ. જનમ બધો ભમતો ગયો વન વગડાની માંય, ઠરી ઠામ બેઠો નહિ, ધિક પડયો મુજ કાય. એ રચના પણ જોવી સહી અદ્દભુત સરખી વાત. મેનાની વાત સાચી પડી, ભાગી મનની ભ્રાંત એવું મન ધારી કરી, પાસ ગયો છે વીર, ઘણા વૃદ્ધ રૂશીને જોઇને, ચરણે નામ્યું શીર સ્તુતી ત્યાં કીધી ઘણી તલસવા લાગ્યો પાય, ત્રણ દીવસે રૂશી જાગીયા સમાધી ઉતરી ત્યાંય આંખ ઉઘાડી જોયું સહી, ત્યાં દીઠો .માનવ જન, રાજકુંવર ચરણે નમ્યો સ્તુતી તે કરી તે દિન કર જોડી ઉભો રહ્યો ત્યારે બોલ્યા રૂ· શીરાય જાઓ કામ તમારૂં નિસ્ચે થશે, એમ કહીને રહ્યા તે ઠાર. તે પહાડ ઉપર ચઢીયો સહી હિમત રાખીને મન, જોતાં જોતાં આ· ધીયો, ધિરજ ધરી રાજન દીઠી રચના તે પહાડની હિરા જોતઅપાર ચડયો છેક ઉપર લગી, ત્યાં દીઠું તળાવને ઝાડ નિશાની સાચી મળી સઘળી તેણે ઠાર, પાંદડાંને ફળ ખાધાં તહીં, ક્ષણું એ ન લાગીવાર. નજીક જઇ પહોંચ્યો તહી, દિઠો નાગ વીકાળ, દીઠો માનવી તેણે તહી રાજકુંવર તે વાર, ઝડપ ઉપર ચડયો સહી, ફળ ખાધાં તેનાં સાર મેનાનાં વચન સાચાં મળ્યાં સંદેહ નહીલગાર. છાલ કહાડી ટોપી કરી તે ધરી પોતાને શીશ,માગી લીધી એક જેઇીકા, પછી તજ્યો તે ઠામ.

ચોપાઇ—મન મધે કર્યો વીચાર. નાગ મણી મુજ પાસે સાર. કોઇ મળશે તો લેશે નહિ એને રાખું જતને અહી ચીરી જાંગ નવ ધા રૂઝાયો તહી. પ્રસન્ન થયો પોતાને મન, વળી આગળ ચાલ્યો રાજન. મોહોટો ગુણ ટોપીમાં સહી કોઇ કહીએ દેખે નહિ નિરખે

થયો પોતાને મન, જોતાં ચાલ્યો ઝાઝાં વન, અમુલખ વસ્તુ આવી મુજ પાસ. તેથી મન થયું ઉલ્લાસ, લખ્યા લેખ ટાળવાના નથી. ભવિષ્ય વાત સાચી સરવથી, તે કોઇથી ટળ્યા નવ જાય એમ મન વિચારે રાય પહાડ મુકી ચાલ્યો જેટલે એક ઉત્તમ વાત થઇ તેટલે દિઠું એક તળાવ રસાળ, આરસપાણીની ફરતી પાળ ઘણું નીર્મળ છે તેનું નીર, આસપાસ શોભે છે તિર, તેમાં ખાવા છે અપાર. જોતાં તૃપ્ત થયો તે ઠાર. ચાર ઘડી બેઠો રાજન. બેઠો બેઠો વિચારે મન જૂદ્ધ થઇ છે મારી કાયા, વળિ જળમાં નહાવું આય એવો મનમાં કર્યો વિચાર, મુકયો સામાન તેણે તેણીવાર તે મધે તે પડયો જઇ આ રજ વાત એક એવી થઇ ડુબકી મારી તેણે જેટલે નર ફિટિ નારી થઇ તેટલે, ધન પરમેશ્વર તારી ગતી, તેનો પાર ન પામે રતિ મેં શું કરમ કર્યું કિરતાર, નર ટાળીને કીધી નાર, અવતાર મારો મિથ્યા થયો સર્વ મનોરથ મનમાં રહ્યો, નવ પોહોચી મુજ મનની આશ, છેક થઇ બેઠો નિરાશ; ધિક ધિક મુજ પાપી પ્રાણ, શું બેઠો છે ઘટમાંહે જાણ હવે જીવવું તે ધિક્કાર, નિકળ પ્રાણ તું આણીવાર. હિમત હારીને રાજન, છાતી ફાટતે કરે રૂદન એક જક્ષે સાંભળ્યું સાર. તે આવીને શું કરે વિચાર, તે સંભળાવું આણી વાર, સાંભળજો તમે આ ઠાર,

દોહરો—જક્ષ ધસી આવીયો શબ્દ સુણી તે ઠાર, રૂપવંતી દીઠી તે કામની, શોભા અપરંપાર મુખ કમળ સરીખડું ભ્રમર ધનુષ કમાન, ઉદર અતીશે ઓપતું વસ તરંગી સમાન. ઘણી કોમળ તે કામની ઉરવંસીની જોડ દ્રષ્ટે દીઠી કામની પહોચ્યા મનના કોડ, પાસે જઇને ઉભો રહ્યો સુખે બોલ્યો વાણ, કોણ તણી તું દીકરી હિસે ચતુર સુજાણ આ જંગલમાં એકલી, કેમ કરે રૂદન, સાચી વાત મુખથી કહો. તજ્યા સહોદર જન, ચતુરાઇ મનમાં ધરી, ફેરવી વાત

તે ઠાર તુજ ખોળે તો શીશ છે તારે ગમે તો માર, ત્યાર જક્ષધ
હરખીયો, છાંટયું નીર તે ઠાર, મંત્રી ફેરી ને છાંટયું ફરી રૂપ થ
તે વાર.

ચોપાઈ—જળ પ્રવેશ થયો જેટલે હાથી સ્વરૂપ થયું તેટ
નારી હતી તે નરની કાય, રૂસનાઈ રૂપ થઇ તતકાળ વાંકુ મુ
નાશીકા વિકરાળ, દાંત મોટા દીસે વીકરાળ એવી દેહ તે જળથી થ
પ્રભુની માયાનો પારજ નહી. જળથી કહાડી નાખ્યો બહાર, અફસો
ધરી બેઠો તે વાર મોત તો કંઈ આવ્યુ નહી. કદરૂપ કાજળથી કાળ
થઇ વળી સબુરી રાખી અપાર, નારી મીટી નર થયો તે ઠાર.
ખુશાલી મોટી થઇ. વળી આગળ તે ચાલ્યો વહી. જોજન એક ગયે
જેટલે નારી એક મળી તેટલે રૂપે રંગીલી રૂશનાઇ, મેશ કરતાં શોવે
સવાઈ, દુરગંધ ઉડે છે દુરથી જાણુ, મોઢું મોહો દિસે નર્વાણુ, રી
સોળીયા સરખા છે વાળ, એવા દિઠા તે નારીના હાલ, જાણે કર
કાલ સ્વરૂપ, અચરત પામ્યો દેખી ભુપ પાસે આવીને ઉભી રહી
મુખ થકી તેણે વાણી કહી, ઘણા દિવસ જોયા સોધુ તુને, ક્યાં ગયાત
ચિંતા થઇ મુને, એવું કહિ પછે બોલી તહિં રાજકુંવર ત્યાં ઉભો છે સ
દોહરા—મન વિચાર કર્યો નહિ, કેમ રહેશે આ નાર, પુત્ર
મુક્યા પરહરી, તજી પછી તારૂણી નાર, તેની દયા આવી નહિ ત
ગયા તે ઠાર; આમ કરવું ઘટે નહિ, ઝાલ્યો લઇને હાથ ચાલો ઘે
ઉતાવળા, વેગે સહુ મુજ સાથ, સુણી વચન દુખ પામીયો અ
વિધાત્રી માત, ભવિષ્યમાં એ ક્યાં લખ્યું. વિપરિત સરખી વાત, કોન
પુત્ર કોની કામની, વળાવું આ શું શોક, હવે હું છુટીશ ક્યાં થકી
બહુ પેરે આણે શોક, આવી અવસ્થા કરમેલખી શાં શાં કર્યા હશેપાપ
દુખનો પાર નથી આવતો, એ મોટો સંતાપ. વળી સબુરી મનમ
ધરી, આગળ ચાલ્યો રાય,

લઇ ચાલી તે ત્યાં થકી, આનંદ અંગ ન માય. મુકામ લઇ ગઇ, પોતા તણો ત્યાં દીઠા એ ચારેક બાળ. પીતા કહીને વળગીયાં કરવા લાગ્યાં વહાલ. પ્રીત બહુ કરી સાન કરી આવિ પાસ; રતુદાન આપો મુને, પહોચે મનની આશ. વિચાર ઘણો કરવો પડયો, તે વિનતાની સંગ, કબજ પડયો છુટાએ નહિ, માટે પડયો વંગ- ઘણા દિવસ એમ ત્યાં રહી, રાય કરમે વળી નાર, જંગલમાં તમો જઇ કરી, કાષ્ટ લાવો આ ઠાર. એમ સુણી મન રીઝીયો હવે આ- વ્યો દુ:ખનો પાર, તે લઇ કુવાડો નિસર્યો પ્રસન્ન થયો તેણીવાર. જીવ લઇ ચાલ્યો ત્યાં થકી અઘોર વનની માંહી, પાછું ફરિ જોતો નથી, જેમ જવાએ, તેમ જાય, જોજન દશ નાશી ગયો, ત્યાં દીઠો એક બાગ, તે મધે વળી પરવર્યો. હિંમત રાખી તે જાગ. મધ જગાએ ગયો સહી, દીઠો કુંડ વળી સાર, શીંગી મજમતી પાળ છે, અમરિત સરખુ તે વાર.

ચોપાઇ—તે ઠામ જોઇ ઉભો રહ્યો. શોભા જોતાં દિગમુઢ થયો; વળી કરમે દિધો હાથ વિચાર કરવા લાગ્યો મન સાથ, એક થયાં સ્ત્રી બીજા થયા આ હાલ ત્રીજું સ્થળ છે વળી આ સાર, એમ વિચાર કરે તે જાગ, પછે સમર્યા શ્રી જુગદાધાર; તમારી માયા અ- પરમાર નથી આવતો મારા દુ:ખનો પાર, સાહાય કરો મુજને ભગવાન એમ કહી વળી ચાલ્યો ત્યાંહ નશિબ પોતાનું આગળ કરી. જે હિ- સમત બનશે તે ખરી, આ જળમાં પણ નહાવું સહી કર્યું પરમે- શ્વરનુ થાશે અહી એમ વિચર મન સાથે કરી પડયો જળમાં વળી હિમ્મત ધરી ડુબકી મારીવળી જળની માંય અચરત વાત બની એક ત્યાંય; દેવના સરખી કાયા થઇ, પ્રથમ કુંડ તીહાં નીકળ્યા જઇજળ તજી નિકળ્યો બહાર, હવે કાય દીઠી ને પાય. જોડીકા ટોપી ને પ્રાહડા

સહી, તે ઠાંમ વળી દીઠાં તહી; પ્રસન્ન થયો ઘણું પોતે મન, પ્રભુ મુજને થયા પ્રસન્ન ટાળી ખાંપણુ સઘળી ખોડ, પોત્યા મનના સઘળા કોડ; તરણીના મેરૂને તરણુ, તારી ગતી છે શરણા શરણુ, રાજકુંવરે મન વશ કર્યું જળમાં પાવ કદી નવ ધરૂં, નવ પીવું નવ ધોવું વદન, એવો નિમ ધર્યો રાજન; લીધી વસ્તુ સર્વે હેતજ કરી. ટોપી પાછી શીરપર ધરી વળી ત્યાંથી ચાલ્યો રાય, આનંદ તેના અંગ ન માય; અઘોર વન ભયાનક કહી, વાઘ વરૂનો પારજ નહી. અનેક જનાવર બીજાં કહેવાય, તે સર્વ મુખ આગળથી જાય; દ્રષ્ટે જુવે સર્વે રાજન કોઇના દેખે રાજાનો તન; નીરભે થઇને વનમાં જાય, એક પહાડ દીઠો છે ત્યાંય, તે ઉપર એક મહેલ છે સહી, તેની શોભાનો પારજ નહિ; ઉંચો મહેલ નવ ટુંકી વાસ જાણે શોભા ચંદ્ર પ્રકાસ ચંદ્રથી શોભા અપરંમપાર, ચડયા પહાડ નવ લાગી વાર મહેલ મધે પડયો જઈ ધશી. ઝમકે કામ જાણે શશી. પશુ પંખી કે માનવી નહી કોય. રાજકુંવર તો અચરત્ત હોય. સઘળે જોઇ વળ્યો સરવથી. કોઇ ભોગવનારૂં એમાં નથી; સાતમે માળ ચડયો જેટલે, શબ્દ એક સુણ્યો તેટલે, જાણે વિનતા કરે રૂદન, તે સાંભળ્યું પોતે રાજન.

દોહરો—ધીરજ રાખીને પરવર્યો, રોતું કોણ આ ઠાર જોતો જોતો પરવર્યો. એક દીઠી ઉત્તમ નાર. પરી આકારે રૂપ છે ઘણું સુકોમળ અંગ; પગમાં બેડી તેહને, કરે રૂદન મન ભંગ તેની પાસે ઉભો રહ્યો, ટોપી ઉતારી શીશ; વિનતા પ્રત્યે બોલીઓ. તે વેળા તે દીશ. કોણ તણી તું દીકરી, કોણ તારો ભરથાર; શા કારણ પડી કેદમાં; તારી શોભાનો નહી પાર સુકોમળ કાયા તાહરી, કમળ પુષ્પ પ્રમાણુ; કો દુશ્મન તુજને દમે, બોલને સાચી વાણુ. એવાં વચન

શ્રવણે સુણી, લજ્યા પામી મયાન ઘુંઘટ તાણી તે ઘડી, બોલી મુખથી વચન. તું જાને તારે મારગે, કયાંથી આવ્યો આ ઠામ; માનવ રૂપ તમો કોણ છો, શું છે તમારૂં નામ. દેવ દાનવ કે માનવી, કે છો જમના દુત; માનવ રૂપ ધરી આવીયા, સ્વરૂપ શોભે અદભુત. કમોતે મરશો તમો, ઘડીમાં તજશો પ્રાણ; માટે જાઓ પાછા ફરી નીશ્ચે માનો વાણ. રાજકુંવર મુખ બોલીયો, તે વેળા તે સાથ; હું તો કોઇ થી ડરતો નથી, નીશ્ચે માનો વાત જક્ષ કીનરને ગાંધરવી, રાક્ષસનું છેદુ શીશ; એટલી હિમત રાખું અમો, પ્રભુ પ્રતાપે આ દીશ તારે ગમેતો તારૂણી. તુંકર મારી બાત; બીજા કોઇથી બીતો નથી, નીસ્ચે માનજો વાત. માટે મન મુકીને કહો, તમ તણું જે દુઃખ; પરમેશ્વર પ્રતાપથી; શાંત પમાડીશ સુખ. ઇશ્વર આણુ એ વાતમાં. મુજ તુજ વચમાં શ્રી રામ, દુઃખ ભાગીશ સહું તારૂણી, ફેડીશ દુશ્મનનો ઠામ. એવા વચન શ્રવણે સુણી, તે વીનતા થઇ રળીઆત; હકીકત પોતાતણી, કહેવા લાગી વાત, ફીરસ્તા નામે છુંછુરો ત્યાં રાજા મજકુર નામ, ગાંધર્વ નામે રાજા સહી, મહારા પીતા તણો તે ભ્રાત ભત્રીજી હું તેહની, તે કાકો મારો થાય, તેના કુળમાં કલંક એક આવીયું, તે કહું તમને આંય, પુત્રી તેના પેટની, બંકાવળી તેનું નામ, અપસરા સર્વેમાં શીરોમણી, તેણે કીધું એક કામ. મરત લોકનો એક માનવી. કોઇ સુઘડ પુરૂપ સુજાણ આશક પડી તે ઉપરે, સોંપ્યા તન મન પ્રાણ ઇચ્છા કરીને તે વરી, કરતી ભોગ વીલાસ, માતાની દ્રષ્ટીએ પડી, ચડ્યો તેને બહુ કાળ. તે નરને નાંખી દીધો સહી, સમુદ્ર કેરે માંય, પુત્રી બાલી કેદમાં બેડી જડાવી પાય તેની વાત આવી મુને, હું મળવા ગઇ તે ઠાર, શીખામણ દીધી ઘણી, પણ નવ માને તે નાર. દીવાની તે તહાં થઇ, રહી નથી શુધ કાંઇ તન

તે નરનો નેહ લાગી રહ્યો, ભ્રષ્ટ થઈ તે મન પેર પેર વીનવી ન માન્યું એક લગાર, તે નરના વીજોગથી, તેના જાશે પ્રાણ તે ઠાર. મળી ભેટી સઉને જઇ, પાછી ઉડી આકાશ, તેવામાં પાપી એક આવીયો, રાક્ષસ મારી પાસ. ઔઢી કાયા તેણે કરી, બાંધી મુજને ત્યાંહ, આ ઠામે રાખી મુને, બેડી પહેરાવી આંય તેણે કુદ્રષ્ટી કરી ઘણી, સંભોગનું ઇચ્છે સુખ, માહારૂ મન રાજી નથી, એમ વીનતા બોલી મુખ. પરમેશ્વર લાજ રાખશે, કે કરવી પડશે ઘાત, તમો માનવી રૂપ કોણ છો, તે વિસ્તારી કહો વાત.

ચોપાઈ—એવાં વિનતાનાં સુણી વચન, દિલગીર થયું રાજાનું મન, બંકાવળીનુ સાંભળી દુઃખ. ઉતરી ગયું તે વેળા મુખ આંખે આંસુ આવ્યાં તહીં. હકીકત પોતાની કહી. બંકાવળીનો આશક હું સત કરી માનજે તું. સાગરે મુજને કહાડયો બહાર. ભમતો આવ્યો હું જાણે ઠાર. તેની વાત વિસ્તારી તમો તેના દુખેથી દુખ પામું અમો. જાણે જખમ ઉપર છાંટે ખાર. તેવી ગતી મુજને આ ઠાર. લેખ લખ્યા હશે મુજ ભાગ્ય. તે તો પછી મળશે મુજ નાર એવાં તે નરનાં સુણી વચન, પ્રસન્ન થયું મોહી ધન ધન હીમત તારી જાણુ શું કરૂં પરવશ મુજ પ્રાણ, અહિંથી છુટુ એકજ વાર. તો તો મેળવું પાછી નાર. લાચાર છું પરવશ હું આજ. તો ક્યાંથી સરસે મારૂ કાજ, રાજકુંવર મુખ બોલ્યો વાણ, તારા શતરૂનો લેઈ પ્રાણ, તુજને અહિંથી મુકાવું નાર. સત વચન મારૂ આ ઠાર, ગઉ બ્રાહ્મણ સ્ત્રીની વારે ધાઉ, ખરા ક્ષત્રીકુળનો કહેવાઉ, મરૂ કે મારૂં અહી. તુને મુકીને જાવાનો નહિ, એમ કહી કર જેષ્ટીકા ધરી, મારી બેડીમાં કરી, કટકા થઇ ગયા દશવિશ, બંધ થકી છુટી તે દિશ વિનતા પ્રસન્ન થઇ તે જાગ્ય, ઓવારણાં લઇ લાગી પાય. ધન ધન

માનવી અવતાર, તારા પરાક્રમનો નહિ પાર. બંધનથી તો છુટી અહિ, વળી પુંઠ મુકાવનો નહિ, પહાડ સરખી તેની કાય, તે કેમ તમથી છુતી શકાય રાજકુંવર બોલ્યો તે સાથ, વિનતા પ્રત્યે બોલ્યો વાત; સિંહ જનાવર તે સુજાણ હાથી તણા લેશે પ્રાણ વજરના હથીયાર જે સાર. ને પહાડ ફાટી નીવરે બહાર, નાના ઉપર નવ જોશો લગાર પાપીને મારૂ આ ઠાર. જો હોય આ સમે હથીયાર તોસો કરૂ એનો સંહાર, પ્રસન વીનતા મનમાં થઇ આયુધ રાક્ષસનાં દેખડયાં સહી, તેમાંથી એક તેને લીધ. થયું કામ સૌ આપણું સીધ.

દોહરો—બાંધી તરવાર એક ત્યાં થકી, સાથે અપછરા નાર. બન્નો જણ સાથે નીસર્યા, મહેલ થકી તે બહાર કોશ એક આલ્યો ત્યાં થકી શબ્દ થયો એક પહાડ, જાણે ગરજના મેઘની કંપવા લાગ્યું ઝાડ, પાછું ફરી જોયું તહી દોડતો આવ્યો પહાડ, નારી મન બીની ઘણું, ધ્રુજવા લાગ્યા હાડ રાજકુંવર શું આચરી, શા થાશે હવાલ, પાછળ આવે છે દોડતો. આણુશે એઉના કાળ. રાજકુંવરે જોયું પાછું ફરી, દીઠો પહાડ શરીર, હીમત રાખી ઉભો રહ્યો, તે વેળા તે તીર. બીજી રોપી હતી કને. તે મુકી વીનતાને શીશ. નીરભે થઇ બેસો તમો. એમ બોલ્યો તે હીસ. સુજને કો દેખે નહી. જુઓ બેસીને નાર. સનમુખ ધાયો જાય. પાસે જઇ ઉભો રહ્યો વચન બોલે તે નારના સનમુખ ધાયો જાય- પાસે જઇ ઉભો રહ્યો વચન બોલે ત્યાંય અલ્યા કોણ છે માંનવી. કેમ આવ્યો આ ઠાર. ખાનું મારૂ તે તોડીયું. નવ બીનો તું લગાર સમુદ્ર આગળ ખાબકું, મેરૂ આગળ પથર જાણુ મારે મન નેવો સહી. પલકમા ખોઇશ પ્રાણ મણુ સ્વરૂપ જોઇ તાહરૂ. મને દયા આવે છે મન. આ જંગલમાં આવીયો. બોલને સત વચન. મરજાદા લોપી કરી, કેમ ચોરી

તેં નાર. તે તો આપ તું મુજને નહિ તો ભક્ષ કરૂં આ ઠાર, તારે રાજકુંવર મુખ બોલીયો. તારી પહાડ સરખા કાય. તેથી હું ડરતો નથી. નીશ્ચે માનો મનમાંય અમો મૃત્યુ લોકના માનવી. ગઉ ભ્રી પ્રતીપાળ મરતા લગી આવું નહી આણીશ તારો કાળ નીશ્ચે નીલનકટ છું. નપુંશક નર કહેવાય મારે મન તું તેવો સહી. તું નીશ્ચે માન મન માંય ડરતી નાસે જેમ સિંહ થકી. તેમ નાશીશ આજે ઠામ કડકે કડકા કરીશ હું. તું જોઇશ મારૂં નામ

ચોપાઈ—ત્યારે દઇતને મન ચડી છે રીસ. ગદા એક લીધી તે દીશ. ફેરવીને મારી જેટલે. રાજાએ ટોપી પહેરી તેટલે કામ અ-ગોચર પેઠા જઇ. એમ હાથ બચાવ્યો નહી હોશીયાર રાજા તે થયો. ઉતારી ટોપીને સનમુખ ગયો. કુલ બરાબરા મહારે મન; હશી કરી એમ બોલ્યો વચન તારે ગમે તો માર ઉચકી પહાડ. મારે મન તો તરૂ સમાન એવાં વચન તેનાં સુણી રીસ ચઢી રાક્ષસને ઘણી. સાંગ એક મારી વિકરાળ. સુસવાટો કરતી આવી તે ઠાર તારે ટોપી શીર ઉપર ધરી; પેઠા ગદ્દામાં વેગે કરી. વળી વીચાર્યું ત્યાં રાય હીમત રાખી સનમુખ જાય. વળી મુખથી બોલ્યો તેવાર. બળ હોય તારૂં તે દેખાડ. સુણી વચન ચઢી ઘણી રીસ. માર્યો વૃક્ષ એક તેણે દીશ. તે પણ ચુકવીયો તતકાળ. ત્યાંથી પછી દોડ્યો તે બાળ. પેટ મધે ભટક્યો જઇ. મારી લાકડી પગમાં સહી. ભાગી ગયા તેનાં બે પાગ જુદા થઇને રહ્યા તે જાગ પ્રથ્વી ઉપર પડ્યો ગતી બંગ. રાજકુંવર બો-લ્યો તેની સંગ જેમ લાકડી ભાગી પાય. તેવું શીશ છેદીશ આય જીવતો આજ મેલવાનો નથી. એ વાત જાણજે સરવથી મહા પાપી તુંને હણીએ આજ, પરણી સાથે શું છે કાજ રાજકુંવરનાં સુણી વચન, ક્રોધ ચડ્યો રાક્ષસને મન, મુખથકી કરી પોકાર. રાક્ષસી માયા

થઈ તૈયાર, સહસ્ત્ર રાક્ષસ નીકળીયા સહિ, કાળ સરીખા દીઠા તહીં; કોઇની હાથીના સરખી સુંઢ, કોઇની કાયા મોટી પ્રૌઢ કોઇ ખરમુખના કહેવાય. કોઇ રૂંઢમુંઢ ઉભા થાય, કોઈ નાશીકા મોટી વીકરાળ કોઇની નાક જાણે વસમી ડાળ. કોઈના દંત જેવા હાથી સહી. વીકરાળ વદન દીસે છે તહી. કેટલાએક દીસે તે પહાડ. પાડે બરાડા કકડાવે હાડ. એવી માયા રાક્ષસે કરી, રાજકુંવરે હીમત ધરી.

દોહરા—કહાડી તરવાને દોડીયો. કોઇનત્ર દેખે કાયા, મારે હાથ ઉપરે તે કકડે કકડા થાય. માયા સહુ આર્જ્ય કરી, પાપીનું છેદયું શીશ બોમીનો ભાર ઉતારીયો. તે વેળા તે દીશ, રાજકુંવર ત્યાંથી ગયો, મુરછા આવી તેની કાય. અવની ઉપર જઇ પડયો રૂમઝમા આવી ત્યાંય દીઠાં પરાક્રમ તેહનાં. તે મનમાં પામી સુખ, ઉપથી છેડા કહાડીને ઢોળવા લાગી વાય હાથ ફેરવ્યો તે ઉપરે. અમૃત કરી ત્યાંય. તરત બેહોશાર્જા થયો. વીનતા ભાખી પાય કરજોડી કરી વીનતિ. તે વેળા તે આમ, જીવતદાન આપ્યું મને. રાખી મારી લાજ. પાપીને આજે કરી, સરીયું મારૂં કાજ, મારી બોલનાં કરાતું ખાસડાં. રહું તુંજ રણુની પાસ તોએ ઓશીંગણુ થાઉ નહી, એવી વિનતી કરે અપાર મુજથી જે બની આવશે, તે કરીશ તમારૂં કામ, બંકાવળીને મેળવી ચાલો મુજ સંગે આજ, એવાં વચન વિનતાએ કહ્યાં. વળી જોડયા બે હાથ વચન પ્રમાણ મારૂં કરો ચાલો મારી સાથ એવી વિનતી નારીએ કરી તારે માન્યું મન, મારગ ત્યારે ચાલીયાં. હરખ ધરી રાજન, મુકામે પોતે લઇ ગઈ તે પુરમાં તે નાર, દુખીયા લોક દીઠા સહુ રૂદન કરે છે અપાર માતા પીતા કલ્પાંત કરે. શોધ કરે ચોપાસ, ખોળવા કારણુ પરવર્યા. એક રાજાએ પોતાના દાસ કોણે હરી મારી દીકરી શોધીને લાવો બાળ, શું મુખ લઇને અમો રહું, આણિશ હું મારો કાળ

એમ કલ્પાંત ત્યાં થઇ રહ્યું, એવામાં ગઇ તે નાર, સાથે દીઠો મનાવી તેની શોભા અપરંમપાર. માતા પીતા ઘણું હરખીયાં, જાણે અંધને આવ્યાં લોચન. ફ્રીયાશું દાખી દીકરી. ક્યાં ગઇતી મુજ તન,

ચોપાઇ—પ્રસન થયું પોતાનું મન, મુખ થકી બોલી વચન, કોણુ હરી ગયતું તુને. પુત્રી સાચું કેને મને. તુજ વિજોગે તજંતાં પ્રાણુ, માતા પીતા બોલ્યાં મુખ વાણુ, પુત્રી કહે સુણો માતને તાત તમો આગળ સાચી કહું છુ વાત, બંકાવળીને હું મળવા ગઈ. એક દિવસ હું પાસે રહી, મળી ભેટીને પાછી ફરી. ઘણો હરખ મન મહિ ધરી. ઉડીને મારગ ચાલી જેટલે. રાક્ષસ એક આવ્યો તેટલે, મુજને ઝાલી તેણીવાર. લઇ ગયો પોતાને ઠાર. બેડી પેહેરાવી મારે પાશ, નાંખી કાળાગ્રહ મોઝાર. સાત દિવસ હું કરૂં રૂદન, દયા ન આવે પાપીને મન. સાત દિવસને સાતજ રાત. ઘણું કષ્ટ વેઠયું મુજ માત. આ મનથી આવ્યોતે ઠાર. એના પરાક્રમ તણો નહિ પાર. રૂદન કરતી દીઠી જાણુ આવી કરી મુખ બોલ્યો વાણુ, ભગની કહીને બોલ્યો મુખ, કોણે દીધું છે આવું દુઃખ મને આપ્યું જીવતદાન. ગણી પોતાની ભગની સમાન, એના ગુણનો પારજ નહિ. ઘણી વાત શું કરીએ અહીં જો ન માનો માત, ઉત્તર દિશા તરફ એક પહાડ. સો જોજન ઘહાથી ધાર. ત્યાં રાક્ષસ પડયા તે ઠાર. સહસ્ર એક પડયા છે ધરણુ, તે સરવેને પમાડયા મરણુ. તેવાં પુત્રીનાં સુણી વચન, સરવે સભા થઇ પ્રસન. રાજકુંવરને દીધું માન. મુક્યાં આગળ હોફળ પાન, આપ્યાં દીવ્ય વસ્ત્ર શણુગાર. આગતાસ્વાગતા કીધી અપાર. મુજ પુત્રીને લાવ્યા તમો. ગુણુઓશીગણુ થઇશું અમો; અમારા ભાગ્ય તણો નહિ પાર; ક્યાંથી માણુસ આવે આ ઠાર બે અપસરા આવિ દાસ, રહેવા કારણુ તેની પાસ; પુત્રીને કહે તારો બાગ, ત્યાં રહે-

વાને આ આપો જાગ્ય. તુજથી થાય તે કર ચાકરી. જીવતદાન આપ્યું હેતે કરી. આગતા સ્વાગતા એનિ કરો. જાએ તો એની સાથે પરવરો

દોહરો—જેવો બાગ ગુલબંકાવલી. તેથી સવાયું કામ.. અદકુ ઓછું એમાં નથી. અચરત પામ્યો તે ઠામ. સાભળ્યું દુઃખ પોતા તણું ઝુરવા લાગ્યો મન. કરિ ઠામ તેમાં રહ્યો. ધીર મન કરી રાજન અપસરા બે મુખ આગળે. સેવા કરે રાત દિન. વિજોગનિ વેદનાએ કરિ જુરે પોતાને મન. રૂબચ્યા આવી કરી દિવસમાંબેવાર અમ-રત ભોજન મુખ આગળ કરી ધીરજ આપે તે કાર. સ્વર્ગપુરીમાં કાગળ લખ્યો. મુખ આગળ સઘળી વાત. પુત્રી આવી ઘેર આપણી ચીંતા ન કરશો ભ્રાંત રાક્ષસ એક ત્યાં લઇ ગયો. તેની કહાડી ભાળ એ રીતે લખી આપીયો કાસદને તત્તકા તે કાગળ લઇને ચાલીયો વાયુ રૂપને શી વાર. લઇને પોતે ત્યા જઇ, સભામા નીરધાર કાગળ આપ્યો કર વીષે. વાચ્યો તેણીવાર. વાચીને ખુશી થયો. હરખ્યા મનમોઝાર રાણીને કહ્યું જઇ, તે પણ થઇ રીળીઆત, મળવાનેજાવું સહી, એમ બોલી મુખથી વાત. રજા લીધી રાજા તણી. મળવા કારણ જાય બંકાવળી. વાત સાંભળી. ત્યાં મળવા આવી માય હું પણ સાથે આવું ત્યાં. મળવા રૂબચ્યાની પાસ ઉદાસી ભાગે માહરી. થાએ જીવ ઉદ્દાસ. વચન સુણી કુંવરી તણાં. હરખી પોતાને મન. બેઠી તોગ ભગાવીએ. કહાડી પુત્રીને તે દન. ગગન મારગે બેઉ ચાલીયાં દાસી સાથે દસ વીસ જંજીરા ઉપર જઇ ઠરી. પોહોર બે ચડયો દીશ ખબર થઇ તે પુર વીષે. સામી ગઇ રૂબચ્યા કુમાર. કાકિ ને ચરણે નમી. બંકાવળી દિઠી તે વાર,

ચોપાઈ—નમી બેટીને આવી પાસ સહોદર સહુ બેઠા ચોપાસ.

પુત્રી પુછયા સમાચાર, સંક્ષેપે સૌ કહે વિસ્તાર, બંકાવળીને રૂબસ્યા નાર, પાસે બને બેઠી સાર, કાનમધે એક વાતજ કહી, તારે મારે દોસ્તી થવાની અહીં, વિજોગ છે તે સંજોગ થશે, દુઃખ દરિદ્ર તારા જશે, કાન મધે એક વાતજ કહી, બંકાવળીએ ચિતમાં નવ લહિ. આગતાસ્વાગતા કરી અપાર, એક દિવસ રહિ તે ઠાર. હૈડે દુખને મનમાં હસે. મન મધે ઉદાસી વસે. આગતાસ્વાતા કરી અપાર, એક દિવસ રહી તે ઠાર, બીજે દીવસે માગી રજાય, રૂબસ્યા બોલ્યા તે ઠાર. બંકાવળીને મુકી જાઓ, અમો બને બેન રમીશું આંય. એના મનની ઉદાશી જશે. મારૂં મન પણ શીતળ થશે. માટે રહેવા દોને અહિ, એવી મુખથી વાણી કહીસાત દીવસની આપી રજાય. મુકીને ગઇ તેની માય. બન્નેના મનની પોતી રળી. રમે જમે એક સાથે મળી; રમવા કારણ નીસર્યા બહાર, હાસ વીનોદ કરે અપાર. એક સમે બેઉ બેઠી એકાંત. ભાગવા કારણ મનની ભ્રાંત; સાંભળ બેની ચતુરસુજાણ, રૂબસ્યા મુખથી બોલી વાણ; એક વાતનો સંદેહ મુને. તે પુછું હું મુખથી તુને. રીસ નવ કરે તો કહું. નહીતો મનમાં સમજી રહું; બંકાવળી કહે નવ કરૂં રીસ. શું સંદેહ કહો આ દિશ, કેવો નર હતો કહોનિ નાર, એટલું પૂછવું છે આ ઠાર. પુરૂષ તણું તે કેવું સુખ વિસ્તારી કહો તે સુખ. એ વાતની ખબર છે તુને. વિસ્તારીને કહોને મુને બંકાવળીને ચડી છે રીસ. ક્રોધ કરી બોલી તે દિશ. તેં શું મુજને લંપટ ગણિ, મુખથી એવી વાણી ભણી. નર તણી શી કરવી વાત. નથી પરણાવી આપણે તાત. રાક્ષસને ઘેર જઇને રહિ. ભ્રષ્ટ થઇ તારી બુદ્ધિ ગઇ, એમ રીસ કરીને વાણી ઓચરી, ત્યારે રૂબસ્યા બોલી સુંદરી સહેજ વાત પુછુંછું અમો. રીશ. શાને કરો છો તમો

દોહરો—એમ કહીને હસી પડી, ફેરવી નાખી વાત; મન હરિ આપીઉ નહી, વિચારશું મન સાથ તે વાત તો ઉડાવી તહી, વિનોદ કરે અપાર; રજની વિતિ રંગમાં. ઉદે થયો પરભાત. કંત બાવનને કારણે બેઠાં બાગની માંહી; પુષ્પ વિભગ ખીલી રહી, ફરવા નીકળ્યા ત્યાંહી. રમતાં રમતાં આવીયાં, જયાં બેઠા રાજકુમાર; ત્યાં શોભા છે અતી ઘણી. લઇ આવી તે ઠાર. પંખી નાહના પ્રકારનાં, મેના પોપટ સાર; તુતી લોહા બોહની ગુસગુસ બોલે શીકાર. શબ્દ નહિના પ્રકારના, બોલે મધુરી વાણ; રાજકુંવર ભણાવે તે સમે, કાકીલ શબ્દ પ્રમાણ, મધુરી વાણીએ ભગાવતો, સાંભળ્યો આકાશે સાદ; અલોકીક વાણી સાંભળી, પામી મન ઉલાસ રૂખચ્યા મુખે ઓચરી. એક પંખી ગુણ ભંડાર; તેની શોભાનો પારજ નથી. એમ બોલી તેને ઠાર બંકાવળી રીઝ્યું .ઘણું.આપણથી શબ્દ વિશાળ; જોવાને તે પંખીને. લાગ્યો મનમાં ખ્યાલ. એવાં વહન સુણી કરી, લેઈ આવ્યો તે ઠાર; જુવે તે મનનો માન્યો તહી બત્રિસ ગુણ ભંડાર રાજકુંવરને ઓળખી, બંકાવળીએ ઓળખ્યો રાય; મોહબાણ વાગ્યાં તેને, ધરણિ ઢળી અવની માંહ. ચાર ઘડીએ શાંત થઇ ઉઠયાં બેઉ જણ ત્યાંય; હરી મુખ જોયું તહી, આણંદ અંગ ન માય, ખુશાલી વાધી અતી ઘણી, મળીયાં બન્ચો સાથ; ચુંબન દેઇ કરી ચાંપી રૂદે; ભિડિ ભુજની બાથ. હરખનાં આંસુ આવીયાં. ગયું નરનારીનું દુખ. રૂખચ્યાતે જોઇને, બોલી પોતાને મુખ

ચોપાઇ:—રૂખચ્યા મુખ બોલી વાણ. સુણ બંકાવળી ચતુર સુજાણ; તેં તો કુળને લગાડી લાજ આ નર સાથે શું તારે કાજ, કાંરે વળગી બેઠી પાસ કરે બન્યો હાસ્યવિલાસ, આતો તુને ઘટતું

નથી; સત્ય માનજે મનમાં કથી સેજ વાત પુછી તે દીસ, તે ઉપર તુજને ચડીતી રીસ; આ ઠામે તુ ભ્રષ્ટ થઇ, ચાતુરી સઘળી તારી ગઈ, નીચું જોઇને લજ્યા કરી, મુખ થકી વાણી ઓચરી;એ મન ભાવતો મારો પતી,સત કરી માનજે વિનતીતી. પરમેશ્વરે મેળવ્યાઆજ, ઓલવાઇ મારા મનની દાઝ; તેં મેળવીઓ મારો નાથ, સરવેઆબરૂ તારે હાથ ત્યારે રૂબચ્યાનું ઘણું રીઝયું મન, માંડી વાત વીગતની તે દન એ નરની પણ હું છું દાસ;પ્રીત કરી રાખ્યો મેં પાસજીવત દાન આપ્યું મુને, તે સરવે માંડી કહું તુને; દુખની વારતા વીસ્તારી કહી,તે સુણતામાં અચરત થઇ. ભાઇ બેનની પરઠી પેર, તેડી લાવી હું મારે ઘેર, તારા ધણકથી ભાગીશ તાહરૂ દુખ, તે વચન પાળીયું આ ઠાર, મેળવીયાં બેઉ નરને નાર. આમ કહીને બેઠી પાસ કરે વિનોદ આણી ઉલાસ; એમ કરતાં તે રજની થઇ બન્યો બેન ઉઠીને ગઇ પાછી ફરી તે લાવી મુકામ. બંકાવલી બોલી તે ઠામ, ગયું રતન આવ્યું છે હાથ, કઇ પેરે લઈ જાશો સાથ; વળી કદાપીચાશે વીધન, તો તો નીશ્ચે પડશે તન, એ નાર પાખી દેવ નર ધરૂંઆપ ઘાત કરીને મરૂં. એમ કહીને રોઇ તે નાર, રૂબચ્યા બોલી તે ઠાર હિમત રાખી મનમાં રહે તું, એ નરને પરણાવીશ હું, એમ કહીને આપ્યું વચન, ત્યારે ધીરજ આવી મન, ખાન પાન કીધા અપાર વીતી રજની તેવી વાર. દંતધાવન સ્નાનજ કરી; રાજકુંવર પાસે પરવરી. ખાન પાન રંગને, રાગ, ત્રણ જણાં બેઠાં સંગાથ.

દોહરા—સાત દિવસ એમ વહી ગયા, અવધ પુરી થઈ જાણ રૂબચ્યા મુખ ઓચરી, બંકાવળી પ્રત્યે વાણ,સ્વર્ગપુરીમાંજાઓ તમો,

મળો જઈ માતને તાત; કદાપી કોઇ આવશે, વીપરીત થાશે વાત, હિંમત રાખી રહેજે તહી, જાણું તે મુજ પાસ, થોડા દિવસે પોહો-ચાડશું, તારા મનની આસ. ચાકરી કરશું એહની; થઇ રેહેવાનીદાસ, એની ચીંતા કરતી રખે, માહારો પરમેશ્વર ખાસ પકડી મોહોબતની પ્રીતશું નિશ્ચે માનજે વાણ; ભ્રાત તાત સરખા સહી, મારે મન એ આજ. જો ન પરણાવું રાયને, ઇશ્વર કેરી આણ; સત વચન છે માહારૂં. તારા કર મોઝાર. એવાં વચન શ્રવણેસુણી ત્યારે આવ્યો વિશ્વાસ; ઉઠી કરીને પરવરી, માત પિતાની પાસ, દ્રષ્ટે દીઠી દિકરી, હસતું દિઠું મુખ; પ્રસન થઇ મનડા વિશે, સમ્યા સઘળાંદુઃખ હાસ્ય વિનોદ કરે તહીં, તેની માતા થઇ રળિયાત; રાજકુંવર મન દુઃખ ધરે, તેવિસ્તારી કહુંવાત. બંકાવળી ગઇ ત્યાં થકી, કુંવર મનઉદાસ; સાત દિવસ ઝુરે ઘણું, બેઠો થઇ નિરાશ. આંસુની ધારા પડે,કરદઇ બેઠો કપાળ. રૂપવંત્યા આવી તહી, તે લેવા છે કાળ, અમરત વસ્તુ આગળ ધરી, દુખે ઉતરિયું મુખ જાણે રાહુએ ઘેર્યો ચંદ્રમા જોઇને પામી દુખ હું તમને નથી દુભતી જીવથી વહાલ જાણું; કેમદિલગિર બેઠા તમો, ભાઇ સાચી બોલો વાણ એવાં વચન સુણી નારના, બોલ્યો ચતુરસુજાણ. મોહોટું દુખ વિજોગનું જશે અમારા પ્રાણ.

ચોપાઈ—એવાં વચન રાજાનાં સુણી રૂપવંત્યાએ વાણી ભણી. ફરી ફરી તમો આવો કહી, મારાથી ચાકરિ થઇ નહિ. તમારી સેવા કરૂં, જીવ્યું સફળ તે મારૂં કરૂં, માટે રહો તમો એકમાસ પોહોચાડીશ તમ કેરી આશ;હિમત મુકે કાંઇ સિધી નથી, ચતુર છો વિચારો સર્વથી, માટે સ્થીર રાખોની મન વનિતા હશી બોલી વચન, એ વચન મિથ્યા નવ જાય, બંકાવળી પરણાવિશ રાય. જીવ ગયેના મુકું નામ, કરૂં સર્વથી તમારૂં કામ, એમ કહી આપીયું વચન,રાજ-

કુંવરે પાછું વાળીયું મન. હાસ્યવિનોદપર ચિત્ત કરી, રૂપઅચાત્યાંથી પાછી ફરિ. જઇ પહોંચી માતાની પાસ, મળી કરીને બેઠીપાસ,જાણે વાદળમાંથી ઉગ્યો સુર ઉતરી ગયું વિનતાનું નુર કમળ પુષ્પકરમાયું જેમ, પુત્રીનું મુખ શોભે તેમ. શું દુખ છેરે દિકરી, સાચીવાતકહો તેસે કરી. માતાજી કહેતા આવે છે લાજ, કહ્યા વિના નવ સરેકાજ, રિસ નવ કરો મારી માત વો તો કહું માંડીને વાત, એમ કહીને બીડી બાથ ત્યારે માતા બોલિ પુત્રીની સથ; વાંક ગુનો મે બક્ષ્યો તુને સાચી વાત કહોને મુને, ત્યારે રૂપઅચા બોલિ વાણ. સાંભળોમાતા ચતુરસુજાણ, મરમ તણો જે છે મુજ માત, જેણે જીવતદાન આપ્યું માત, રાજવંશી રઢીયાળું રૂપ, સિરકરતાન તણો છે ભુપ, મહાબળીયો તે ચતુરસુજાણ બેન કહિ બોલે છે વાણ. બંકાવળિ, આશક એહ, તેના વિજોગથી તજે છે દેહ, પુછી કરી મેં લિધો પાડ, તમ આગળ સાચુ કહું:આ ઠાર, મુજને જીવાડી એણે માત, નહિ તો રાક્ષસકરતો ઘાત તે ઉપકારી:પામે દુખ, ધિક્કાર પડયું આ માહારૂ સુખ ગુણ. આશીખાણુ થાઉ જાણુ, તો જીવવું મારૂં પ્રમાણુ દિન વચને વાણીકહિ માતા મનમાં સમજીને રહિ.

દોહરો—પુત્રી ત્યાં બોલી રહી, પછી બોલી તેની માત,પુત્રીતેં તો કહી મુને, તે વિપરીત સરખી વાત. એ કામ કઇ પેરે થશે,આપણુ અપસરા અવતાર, ઇંદ્રાસન જાવાની ગતી દેહ રહેહ્તે ઠાર. માનવ સાથે સંબંધ નહિ દ્રષ્ટે નવ જોવું વદન, અડેથી અભડાઇએ,વીચારી જોને મન. તે પ્રપંચનું પુતળું, આપણુ અગ્નિ કાય, તેજ તણા. અંબારથી. બળીને પ્રથી થાય. અવળી ગંગા કઇ પેરે વહે પશ્ચિમદીગે જાણુ, તેમનાં પાણી કેમ મોબે ચડે પુત્રી ચતુરસુજાણ આળસુનેગંગા આવી પુરે મળે,સિંહને કેમ મળે શિયાળ હારદુલને શ્વાન કેમ ચળે?

વિચારી જો તતકાળ. કોટી ઉપાય એ નર કરે પણ નવ પામે આશ, પણ જીવતદાન તુને આપીશું, તેને કેમ કરીએ નિરાશ ઉપકાર તો એણે કીધો, મુકાવી તુજને તહીં, પાપીને પ્રાજે કર્યો ગુણ કેમ ભુલું અહી, માટે પુત્રી માહરી, કરીશ એનું કામ. ચિંતા તજ તું દીકરી કહું તે કર આ ઠામ, છબી ઉતારી એ નર તણી તું લાવની મારી પાસ. તે લઈ જઊ સ્વર્ગપુર વીશે, પીનોજશાની પાસ. રાજા રાણીને રીજવું. વિચાર કરીશ તે જાણુ મારૂં ચાલશે તે જય કરીશ, તે પછી એનું ભાગ્ય. એવા વચનસુણી માતનાં, પુત્રી થઇ પ્રસન્ન ત્યાંથી પાછી ફરી ગઇ, જ્યાં બેઠો છે રાજન કાગળ પોતો કહાડીયો લખીયો પટમાં રુપ, નખથી તે શીખા લગી, શોભે દેવ સ્વરૂપ. દેવ વસ્ત્ર શોભી રહ્યાં. આભુષણનો નહિ પાર. જાણે ઇંદ્રસભાનો રાજીયો શોભા અપરમપાર.રખચ્યા લાવી સહી, માતા કેરી પાસ, જોઇ છબી તે નર તણી, શોભા સુરજ પ્રકાશ.

ચોપાઇ—દીઠી છબી તે હરખી મન, ઉઠી તે વેળા તે દીન, દીઠી કરીને ચાલી ગઈ, સ્વર્ગપુરીમાં વેગે વહી, રાજા રાણીએ જાણી વાત, મળી બેઠી થઈ રળીયાત, ઇચ્છા મળવા કેરી થઇ, તે કારણ હું આવી અહીં, ભલે પધાર્યા આણે ઠામ, વિનોદ વાત કરી તે કામ. દેરાણી જેઠાણી બેઠી પાસ. કરે વાત. આણી ઉલાસ, હોશના આશા બોલી ત્યાં વાણ. સભિળ વિનતા ચતુરસુજાણ તે વીનતા બોલી તે દીન, સાંભળ સેવર મારી બેન, તમો કહી તે સાચી વાત કુંવરીએ માંડ્યો ઉતપાત કુળને લગાડવા બેઠી લાજ, તમ આગળ કહુંછું સાચી વાત. કહે છે તે માનવીને વરૂ નહી તો હું કુંવારી મરૂં ગાંધર્વ સાથે પરણાવતી નથી, સમ ખાઇ કહું સર્વથી, કારણ ગમતી ભ્રમર ગો માનવીને નીરખી આ ઠાર, તે દેખીને હરખી મન, એનર

વરવાનું એનું મન, તેવી હઠ લઇને રહી, કુળ ખોળવાને બેઠી અહી, કુળનું બોળવાને અહીં નામ, તમ આગળ કહું છું આ ઠામ, એવાં વચન વીનતાનાં સુણી, હોશનાએ વાણી ભણી, તમે કહ્યું તે પર દ્રષ્ટાંત. ભાગી મારા મનની ભ્રાંત,

દોહરા—દયા ધરમને ચાતુરી ગુણ લક્ષણને બુધ, ઉમેદવાર સહુથી ઘણી, સઘળી વાતનું સુખ. હોશીયારી સઘળી વાતમાં.દીલગીર નહી એનું મન, પરગજુ પરમારથી, કરે દાન ને પુન્ય ભક્તિ ઘણી ભગવાનની. હરી કથા ઘેર થાય, અસત્યથી અળગાં રહે, અધર્મ ઉર નવ ધાય, ખાન પાન મન મનતાં. ઘેર ઘેર ઓછવ રંગ, સત્ય ધર્મ પાળે સહી, આનંદ સૌને અંગ રૂપવંત પુરૂષ ઘણાં શુંકરૂં સુખે વખાણ, જોતાં આંખ ઠરે આપણી. વાગે મોહનાં બાણ. વળી પર સ્વાર્થ પાળે ઘણાં. ભક્ત આધીન ભગવાન દયા દ્રષ્ટી સહુ ઉપર સહી. અક્કલ ચતુરસુજાણ અંતરજામી મન વીશે. તેનેછે સર્વ સમાન અવર પુરૂષ સર્વે તજ્યાં સમ ખાઇને બેઠી જાણ. કદાપી કોઇ નર પરણાવશે. તો તજશે પોતાનું તન. બાળહત્યા શિર બેસશે. વળીજાશે પેટની તન. એક હાની બીજી હાંસી થશે. વળી વિચારી જુવોને મન. એવાં વચન શ્રવણે સુણી. વિનતા થઇ પ્રસન તમો કહો તે બીજીએ સાચી કહી તમે વાત, ત્યારે છે પેલો કાગળ ધર્યો. એ સીરકસ્તાનનો રાય છબી છે તે નર તણી. શોભા અપરમપાર. આપણ કરતાં નાજુક એ કાગળ મધે સાર તે નર કદી એહીં આવશે, તો સઘળું થાશે કામ. જોઇ છબી તે નર તણી. પ્રસન થઇ તે ઠામ વળી હો-શના પ્રતે કહી તે વીનતાએ વાત. એ નર કેઈ પેરે આવશે. કેમ થાશે રળીયાત માન્યું મન માનવ ઉપરે. તો પરણાવું આ ઠામ પી-

મળીને પાણી થઇ. કબુલ કરયું તે કામ. હોશનાઅસ બોલી તહીં, તે વેળા તે સાથ. તેવી વાત હું તમને કહું, તે સાંભળો એ વાત

ચોપાઇ—એ નરને શોધી લાવીશું અમો. એની ચીંતા નવ કરશો તમો; સીરકસ્તાન છે એનો મુકામ. માણસ મોકલી તેણે ઠામ મારે ઘેર તેડાવીશ રાય, નીશ્ચે માનજે મારી માય, ધવળમંગળ ગવરાવો ગીત. હરખ આણીને પુરી પ્રીત. સામઇયાં કરાવો તઇયાર. મંડપ રચાવો અપરંમપાર; સાતમે દિવસે લેઇ આવું જાન, દેવતાઇ હોશે રાજાન. લાખેણોલાવોલીજીએ. કન્યાદાન કોડે દીજીએ. તે સજ્જ તે માટે થઇ સાતમે દિવસે આવશું અહીં હોશે વાર ગઇ હુલાસણી. તે રાણી ગઇ રાજાની ભણી; સઘળી વાત વીસ્તારી કહી. હોસના પોતાને ઘેર ગઇ. શણગાર્યું ત્યાં નગ્ર વિશાળ, કહ્યું વરને પરણાવા બાળ. પરમેશ્વરને ઉંચ નીચ ન કોય. સરવે સમાનજ તેને હોય કુંવરી તણું તે ભાગે દુઃખ; નીત નીસાસા નાખે મુખ. માટે કુંવરી પરણાવો સહી મારૂ મન તો રાજી અહી ; કન્યાદાન કોડે દીજીએ,લાખેણો લાવો લીજીએ, એમ રાણી મુખ બોલી વાણ. છબી આપી કરમાં તે જાણ. સાત દિવસમાં આવું લઇ માટે સામાન કરોને સહી. દેવતાઇ રૂપ છે, તેની દેહ દેખી છબીને ઉપન્યો સ્નેહ તવ મતથી થયાં રળીયાત, રાણી પ્રત્યે બોલ્યાં વાત એ ઉપર રાજી સહુ તમે. હ્યોને પરણાવીએ પુત્રી અમે. પુત્રી મનથશે રળીઆત તો સાં કરૂં વીવાહની વાત એમ કહી તેડાવી દાસ, લઇ જાઓ બંકાવળીની પાસ. એ છબી દેખાડ જઇ તું રાજી થાય તો પરણાવું હું. પોચાડુ તારા મનની રળી. એમ કહી દાસી મોકલી આવી સે બંકાવળીની પાસ. આપી છબી પામી હુલાસ, દીઠો મન માનતો હરખ્યું મન,ધન ઘડી તે આજનો દન. રૂદીયા સાથે દાબી ક્રરી, સખી પ્રત્યે વાણી ઉચરી, આજતો ભળીયું મારૂં ભાગ્ય; આશક મ-

લ્યો આણી જાગ. તુજને કંઇ અજાણ્યું નથી, તે નર જોવા પ્રમણ સરવથી વચન બંકાવળીનાં સુણી, સમેદપરીએ વાણી ભણી.

દોહરો—સમેદપરી ત્યાં ઓચરી બેહેન પોહોતી મનની આશ, તુજ પીતાએ છબી મોકલી પ્રીતે તમારી પાસ એને પરણાવું હેતથી. માને કુંવરીનુ મન, સભા વીશે એમ બોલીયા. રાજા મુખે બોલ્યા વચન. મનનો માન્યોમળ્યો તુંને, પહોંચ્યા મનના કોડ, વીજોગના સંજોગ થશે. પરણશે જુગતે જોડ પ્રસન્ન થઇ તે પ્રેમદા. એ બન્યાનું કામ, તે તણી કીરપારથકી, પોતી મનની હામ. એમ વીચાર્યું મન વીશે. આનંદ મલ્યા અંગ, હરી લચન મુખ ઓચરી સાહેલી કેરે સંગ પ્રતી ઉત્તર ત્યાં કહાવીયો, તમે પીતા હું તન, તમને ગમે તે મુજને ગમે, હરખ્યું મારૂં મન એક ગાય બીજી દીકરી, જ્યાં આપે ત્યાં જાય. લખ્યા લેખ કરમે સહી, તે મીથ્યા નવ થાય. માહરૂં મનરાજી સહી. તમે પરી તે વાત, એ રીતે પ્રહાં કહાવીયું, દાસી સાથે વાત. સમેદપરીએ જઇ કહ્યું, તમ પુત્રીનું રીજ્યું મન, એ નરને પરણાવો મુને, એમ બોલી મુખ વચન ત્યારે રાજા રીજીઓ, ખુશાલી વાધી ઘેર ઘેર, મંડપ રચાવ્યો મોકળો, સામાન કર્યો બહુ પેર, હોંસે નાર ત્યાંથી ગઇ, ચતુરાઇ થકી તે ઠાર શીરકસ્તાનનો રાજીઓ, આવ્યો છે આપણે ગામ, જીવતદાન આપ્યું પુત્રીને, રાક્ષસનો કેડયોકામ. તેના ગુણનો પારજ નથી શું ઓશીગણ થશો રામ. એક ગુણ આપણ કીજીએ, તો જશ વધે પુર માંય, બંકાવલી આવી અહીં, તેણે દીઠું રાયનું મુખ, આશક પડીને તે વરે. તજીને બેઠી સુખ, માત તાત રાજી થયાં, પુત્રીનું રીજ્યું મન. પિશોજશાએ એમ કહ્યું પ્રસન્ન થયું મુજ મન જાન લઇ આવો તમો, એવું કહ્યું મુખ ત્યાંથ માટે કામએ

કીજીએ. તો જશ વાચે જુગમાંય. ગુણ ઓશીગણુ થાઓ એહનો હરખે માહરૂં મન. હસી કરી એમ બોલીયાં, સ્વામી સાથે વચન

ચોપાઇ—ત્યારે મુશાફરરશાહ બોલ્યા વાણુ સાંભળ રાણી ચતુર સુજાણુ. નવ કહેલી તે કોહો છો વાત. ક્યાં ગાંધર્વ ક્યાં માનવજાત. દૈવતાને દુલર્ભ છે વસ્ત. તે માનવી કેમ ઝાલે હસ્ત. કુંવરી કેરૂં રાજી છે મન વળી માતપીતા છે પ્રસન, વળી તાહરી સંપુર્ણ મેહેર. કરો કામ એ રૂડીપેર. જો જાણો તો કરો એ કાજ ઓશીગણુ થાઓની આજ, કરવું આપણે એવુ કાજ, એવો સવાલ કર્યા તે જાગ;કાસદ એક આવ્યો તેટલે, બોલાવ્યા રાયને એટલે; કાગળ કરમાં આપ્યો જાણુ, મુખ થકી તે બોલ્યો વાણુ; પિરોજશાએ મોકલ્યા આંય, લખ્યા પ્રમાણે કરજો ત્યાંય. શ્રી જીંજીરા છે એક ગામ, મુજફરશી રાજાનું નામ લખિતંગ સરમપુરી શુભ નામ, પિરોજશાના દંડવત પ્રણામ લખી વિનતી એ છે સાર, બંકાવલી છે મારી કુમાર; તેનો જાય છે કન્યાકાળ, નથી ગમતો ગંધર્વનો બાળ ઇચ્છાવર વરેકેસહિ, એમાં આપણું કાંઇ જોર નહિ;કેહે છે માનવી સાથે વરૂ નહિતર દેહ પાડીને મરૂં, એવી હોડ પાડીને રહી. માટે એને શું કરીએ અહીં; સિરકસ્તાન તણો જે ભુપ તેનું પટ માંહે દીઠું રૂપ, તેની ખોળકરી લાવજો,જાન લઇ વહેલા આવજો, અહિયાં સામાન કરીએ તઇયાર, સાત દિવસમાં આવજો આ ઠાર. એવું પત્ર વાંચ્યું તે દન, મુસાફરશાનું હરખ્યું મન; વેહેચ્યા ગોળ ધાણાને પાન, સજન તેડાવી બોલ્યા વાણુ તેડયો કુંવરને આણી ઉલાસ, મુજફરશાએ બેસાડયોપાસ; ગાંધર્વ મળ્યાં છે અપાર, તે સરવેમાં વધારે ભાર. એના બળપ્રાક્રમનો પાર જ નથી, સહસ્ર શક્ષસ મારી સરવથી; સુખથી મારી દીકરી, તે

ગુણ કેમ જાઊં વિસરી. મુજ પુત્રીને તો ભગની કહી. તે વચનનો લોપીએ નહિ. નહિતો કરત તમારી દાસા. સેવ કારણ આપત તમ પાસ. માટે ભાઇની દીકરી જાણુ. તેને કબુલ કરો નીરવાણુ. એમ કહિને તિલક કરયું શ્રીફળ સોપારી કરમાં ધરયુ. જાણે તારા મધે જેમ શશી, એવું રૂપ રહ્યું છે હશી. ગાંધર્વ સરખા ગોરા ગાત્ર.રાએ કુંવર આગળ ત્રણ માત્ર. જોઇ કાંતિને હરખ્યું મન, નરનારી સહુ થયાં પ્રસન, ફુબન્યા ઘણી હરખી કાયા પીઠી ચોળી રાજાને ત્યાંય. દિવ્ય વસ્ત્ર સોળે શણગાર નાટારંગ થયા અપાર.

દોહરો—પુરમાં ખુશાલી થઇ રહી. ચિત્ર વિચિત્રનાં કામ.ચંદરવા ઘેરે ઘેર જરી તણા. અમુલખ બીછાનાં સાર રોશનાઇ ઘણી થઇ રહી ઉદ્યોત ઠ.રો ઠાર. રાગ તાન વાજે ઘરે ઘરે, છત્રીવાજાં માંય. નરનારીની સહુ મગન છે. કરે ખુશાલી ત્યાં. ભક્ષ ભોજન ભલી ભાતમાં. અમરત વસ્તુ અહાર. નગર ભોજન નિત્યે કરે શોભા અપરંપાર રાજમંડપ તણી રચના કહેતાં કહી ન જાય વીશકરમા ભલા ભમે, તેથી બહુ રચનાય.રતનમણી જડાવ સહુલીલમ માણેક લાલ સુવરણ સ્થંભ સોભી રહ્યા. શોભે પરવાળા. તકીયા અલેચા જડાવામાં રંગબેરંગીઘાટ. જળહળ જોત ઝળકી રહીનજાણે દિવસ કે રાત. ઇંદ્રપુરી કોણ માત્ર છે, એવી મંડપ રચનાય પીરોજ શાહ હરખીયો ઘણું. આનંદ અંગ ન માય. બંકાવળી તે ખુશીઘણી પીઠી ચોળી છે કાય. આભુષણની ગણતરી નથી ત્યાં સો દાસીસ્ક્ષાય. અપસરાને સઘળી શુંદરી. સહુ ઉદેકાર ઉદ્યોગ અભુષણ વસ્ત્ર શોભી રહ્યાં જાણે વિજળી જ્યોત રંગ રાગ બેઠા કરે બંકાવળીની પાસ. હાસવીનોદ ને ચાતુરી સહુ મનમાંહુલ્લાસ લગન દિવસ

આવ્યો અહી. મુજફ્ફરશા લાવ્યા જાન ઉતારો આપ્યો સહી દીધાં ઝાઝાં માન. રૂપઆ સાથ નાર બે, અવર બિજી સહુ નાર; પુરૂષ પ્રતાપી પ્રાક્રમી. ગાંધર્વના કુમાર. જાનની પાસે સહુ ઉતારયા વરરાય; તારા મધ્યે જેમ ચંદ્રમા, તેમ શોભે કુંવરનીકાય, એવું રૂપ શોભી રહ્યું. જોતાં હરખ્યા સહુનાં મન આંખ ટાઢી સહુની થઇ. નગરવાસી સહુ જન.

ચોપાઇ—આવી બેઠા અન્યો અન્ય ત્યાંય, આનંદ સહુને અંગ ન માય; સહુ સજન સહોદર જોડ, પોહોંચ્યા સૌના મનના કોડ; ખાન પાન કર્યાં તહીં લગન તણી વેળા તો થઇ; બંકાવળીને શણુંગારી તહીં,તેની ઉપમા નવ જાયે કહી;વાળે વાળેમોતીની લહેરપહેરીને બેઠી છે વેર; નેત્ર અણીયાળી અંજન સાર કંઠે આભુષણનો પાર કાને ઝાલની ઝળકે જોત, જાણે ભાન થાય ઉદ્યોત; લલાયચાંદલો લપકે સાર; જાણે વીજળીનો ચમકાર દંત મધે શોભે રેખાય, જાણે તારા ઝગકે માંહ્ય અધુર મધે શોભે પરવાલ. નારંગી સરખા શોભે ગાલ. કુચ ઉપર કંચુકી તંગ. તે મધે જડાવછે નંગ; તે ઉપર છુટી છે વેણુ, જાણે મણીધર કેરી ફેણ; વસ્ત્ર કસુંબીની શોભાનોનહીપાર દેખીને મનડું હસે, આભુષણ રતન જડાવ તેની શોભાના નહી પાર, કટીમેખલા શોભે લંક, તેને વળીઓ આડો આંક જેવો જાણે કદળીનો છોડ, તે માટે લખ્યું નહી ખોડ; પગની પાની કુમ કુમ વરણુ ઠમઠમ કરતી ધરેછે ચરણ કલાં કાંબી લંગરને ઠાર તેનો નાદ થાય ધમ કાર મદભરી હાથીણી હોય જેમ. ચાલ તેની શોભે છે તેમ સજ્યા વસ્ત્ર સોળે શણગાર, મુખ જપે છે રાજકુમાર. સ્વામી સ્વામી જપેછે મુખ ક્યારે પામીશું તેનું સુખ;રાજકુંવરને હરખ ન માય, તેની સોભા

શી વરણવું આય મુખ સોભે જાણે કમલ સમાન, રૂપે જાણે ઉગ્યો ભાણુ, નેત્ર જાણે મોહીનીનો ફંદ, ભ્રગુટી જાણે પુનમનો ચંદ;કપાલ શોભે શીષ આકાર નાશીકા જાણે તેલની ધાર, એવું રૂપ કરશુ છે વથી, જાણે આભમાં સુરજ શશી.કાને કુંડળ શોભે છે લાલ, મુગટ માથે શોભે છે લાલ, સોભી રહી છે વાંકી પાઘ શીરપેચ જડીત્ર બાંધ્યો તે જાગ. ફરતી મોતીની ત્યા ઝુલ, શોભી રહ્યાં તે માંહિ ફુલ. હીરા દંત સોભે છે વિલાસ, વાણી સુણવામાં આવે ખાસ. કંઠે છે મોતીની માળ, શુભ તીલક કરયું છે લાલ, જરીનો વાઘો સોભે ઉદ્યોત જાણે તે ઝગમગતી જ્યોત જોતાં આંખ સહુની ઠરી, ગુલબંકાવળી હરખી ઘણી, જાણે ઈંદ્ર સભાનો રાય, તેવી સોભે માનત્રનીકાય

દોહરો—લગ્ન સમો થયો નહી. વરઘોડો થયો તઇયાર, સ્વાર ઘણા સોભી રહ્યા, તેની શોભા અપરમપાર દીવ્ય વસ્ત્ર સોભી રહ્યાં, ઘોડે થયા અસ્વાર, બીજાં વાહન શોભી રહ્યાં,કેટલો કહું વીસ્તારહસ્તી ઘણા કલોલમાં રતન જડીતછે સહુ સાજ પગમાં તોડા સોના તણા, શોભી રહ્યા જગરાય ધજા નેજા ઝળકી રહ્યા, ચાય છત્રીસે નાદઢોલ ઢમકે વાગી રહ્યા, કાને ન પડેસાદ રૂપનાઇ શોભા કહેવાતી નથી,અપરંપાર અપાર, મેતાબ છુટે ત્યાં બહુ ઉદ્યોતકાર તે ઠાર,અપસરા નજર ત્યાં કરે. તેની શોભા કહી નવ જાય મુજફરશાહ જાણેસહી, હરખ અંગ ન માય જારકણી પાછળ થઇ રૂપચ્યા પોસનહાર. અત્ર અપસરા અતીઘણી, તેની સોભા અપરંપાર વાસી સ્વર્ગપુરી તણી, જાણે સઘળા લોક મુખ જુવે વરરાયનું સભી જાય છે શોક છજાં જરૂખાં અટારીએ, કોઇ જાળીમાં કોઇ બહાર. જોવા કારણ સહુ નીસર્યાં, નાનાં મોટાં નરનાર ઈંદ્ર તણી સહું અપસરા તે સોભા કહી નવ જાય તે જોઇ મુખ રાયનું, મન મગન થઇ છે કામ.

કામદેવથી અધીક છે ઇંદ્ર રાજા કોણુ માત્ર, દીવ્ય વસ્ત્ર ઝળકી રહ્યાં ઘણી શોભા છે ગાત્ર ઘેર ઘેર ને બહાર બહાર વરનું વખાણછેરૂપ, ધન ધન એ માનવી મૃત્ય લોકનો ભુપ ધન ભાગ્ય બંકાવળીતણું, એ નરનો ઝાલસે હાથ; જનમ સફળ એનો થશે એમ કરે સહુવાત ફેરવ્યો વરઘોડો શહેરમાં પછે ગયા મંડપ દ્વાર. ત્યાં જાઇ ઉભા રહ્યા વરત્યો જેજેકાર રાણીએ લીધો પોંખીને બેસાડયો મોહેરા માંથ અંતર પટ વચમાં ધરી. કન્યા પધરાવી ત્યાં વેદની ધુન બ્રાહ્મણ મગનકુળ રીતે તો ત્યાં કરી પોહોત્યા મનના કોડ, નરનારી પર ણીને ઉઠીયાં બેઉજણા જુગતે જોડ,

ચોપાઇ—કુળ આચારની રીતે કરી, રાજકુંવરને કન્યા વરી, પોતીસૌના મનની આશ થયા પ્રસન આણી ઉલાસ, ફરયા મંગળ બાધો કંસાર જેજેકાર વરત્યો તે ઠાર; કન્યાદાન આપ્યું તે રાય, આણુંદ તેને અંગ ન માય. આપ્યાં ગણી મુગતાની માળ, વાહન અશ્વ અને સુખપાલ, દીવ્ય વસ્ત્ર આભુષણ સહી, તેની સોભા નવ જાએ કહી આપ્યા મોટા મહેલ આવાસ. સેવા કારણ આપી દાસ, અષ્ટમાસિદ્ધિ નવ નીધી સહી, કશી વાતની ઉનત નવ રહી. વાજતે ગાજતે કર્યાં વીદાય, સજ્જન સરવે મળવાને જાય. મેહેલમાં ઉતર્યાં નરને નાર, રાજકુવરને કર્યો જુહાર મળી બેટી સહુ ગયા મુકામ પોતી મનડા કેરી હામ. બંકાવલી બેઠી સ્વામીની પાસ, કંઠ ચાહે ધાલીને હાથ, પ્રેમે પ્રેમ ગયો છે ત્યાં મળી પોતી બેઉના મનની રળી સુખ સજ્યા ઉપર સુતાં જઇ અમુલ મોતી વીધાયું તહી વિનતાં પોત્યો અભીલાખ, કંઠે વળગી સુતી પાસ. ચાર પોહોર રજનીર રમી, વીરહની વેદના સઘળી સમી; પ્રાતઃકાળ થયો જેટલે.સાદ કરે મળી તેટલે. બંકાવળી કહી દીધો સાદ, ઉઠો બેહેન આણો ઉલાર

નીરખે સુતાં નરને નાર કામ થયાં હવે મનમાં સાર. એવાં વચન સુણી તે ઠાર ઝડપ કરીને ઉઠી નાર; વસ્ત્ર સજીને ઉભી થઈ. રૂપ આની પાસે ગઈ; બેઠી બેહેન તે બંને પાસ અન્યો અન્યકરે છેહાસ્ય

દોહરો—રૂબચ્યા સુખ ઓચરી, તારિ પોચી મનની આશ;સુખ સાગર તે ભોગવ્યું સુતી સ્વામીની પાસ, બેહેન તુજ પ્રતાપથી. પોચ્યા મનના કોડ; લાહાવો લાખેણો લીધો સહી, સુખ ભોગવ્યું જુગતે જોડ, હાસ વચન મુખ ઓચરી, કોઈ આશક માશુકની થાય; સુઘડ નરની સંગે રમેતો સંદેહ મનનો જાય અસ્ત્રીને સુખ સ્વામિ તણું. ઝાઝું નથી એમાં સાર; એ વાતનો સંદેહ ભાગશે જ્યારે તુ પરણશે નાર, એવાં વિનોદ કીધાં મળી, પછી માગી રજાય, માતપીત પુત્રી ત્યાં થકી જઝીરા ગઢ જાય રાજા રાણીને મળ્યા રાજકુંવરને કર્યાં જુહાર રત્નજડીત મહેલને માળીયાં ઉમરાવતનો વાસ વઈભવ ભાગવ્યો ભલી ભાતનો નર નારી બેઉ પાસ; કનક સીંહાસન બેઠાં સહી, શીરપર ચમર ઢોળાય; હઈડે હરખ ન માય, ઈંદ્ર મંડપ અતી રળીઆમણો; તેની શોભા શી કહું મુખ; ત્યાં અપસરા નૃત્ય કરે સહુ; લેશ માત્ર નહી દુખ, ગાન સહુ કરે તારૂણી. ઉમેદ આણીને અંગ, બંકાવળી બેસે નહિ. સ્વામી કેરે સંગ દેવાંગના સહુ દેવની તે માનવને દેશે માન, બંકાવળીની દાસી છે. માટે કર શહુઅ ગાન અપસરા અનેક ત્યાં સહી, એક એકથી રૂપ અપાર; તે સરવથી સરદાર છે, બંકાવળી ગુણ ભંડાર માટે સહુ આધિન છે સરવે રહિ છે હજુર; સુખ ભોગવે છે નર તણું, દિન દિન પામે નુર.

ચોપાઈ—ઘણા દિવસ એમ ભોગવ્યું સુખ, રાજકુંવર પછે બોલ્યો મુખ; બંકાવલી પ્રત્યે બોલ્યો વાણ, સાંભળ વિનતા ચતુર સુજાણ,

માત પીતા સહોદર જન. તેને મળવા મારૂં મન; લાખી મનમાં ધરતી હશે દુખ, તજી બેઠી હશે સરવે સુખ, મારે વજોગે તજસે પ્રાણ, તેની હત્યા મુજ શિર જાણ; ત્યાં પણ બાગ બગીચા મહેલ, ત્યાં જઇને કરશું બહુસહેલ, જો તારા મનને ગમે નાર, તો ચાલીએ કુટુંબ પરીવાર, એવાં સ્વામીનાં સુણી વચન પરસન થયું વિનતાનું મન, તમને ગમતું હોય ભરથાર, તો વાણે જઇયે તે ઠાર; માતપિતાની માગુ રજાય, કાલે કુચ કરીશું રાય. એમ કહી તઇયાર કર્યો રમ, માગી શિખ લિધો પછી પંથ જ્યાં છે પોતા કેરી માત. પીતા ને મળ્યાનું છે કામ, હું પણ સ્વામિની સાથે પળું, સગાં સહોદરને જઇ મળું: માટે માતાજી રજા દીજીએ, વહાણું વાતે સીખ કીજીએ; એવાં પુત્રીનાં શુંણી વચન, હરખ્યું તે નારીનું મન. તેણે સ્વામિને વિનવ્યો જઇ, હકિકત પુત્રીની કહિ, જમાઇ માગે છે રજાય. આપો તો પોતાને દેશ જાય, માટે વિદાય કરો નરને નાર. મળે જઇ કુટુંબ પરિવાર, ત્યારે રાજા થયો સંભળાત, રાણી અત્યે બોલ્યો વાત, કાલે સવારે કરશું કામ, પહોચાડિશું પુત્રીની હામ. બકાવળીને કહ્યું તેઠાર કાલે વિદાય કરશું નાર; તારા બાપે કહ્યું છે મુખ, પુત્રી કેરાં ટાળશું દુઃખ; આપીશું ગજ રથ તોખાર, વિદાય કરશું રાજકુંવર ઘણો હરખ તે મનમાં ધરિ, સ્વામિ પાસે તે પરવરિ, સઘળી વાત વિસ્તારી કહિ, સુખસજ્યાપર સુતી તહી, અમરત મેવા કિધા અહાર, હવે તેડ્યો રાજકુંવાર.

દોહરા—પિરૂશા મન રીઝીઓ, તેડાવ્યો રાજકુમાર, પાસે લેઇ બેસાડીયો, સભા મધે સાડી. સરપાવ લાખોનો આપીયો. આભુશણ અમુલ; વસ્ત્ર આપ્યાં ભલી ભાતનાં શોભા શી કહું અતુલ નીલેક લાલ લિલમ સહિ, મુકતામણી મહા મોટ, ભરી પેટીઓ ત્યાં સહી, તેને શાની ખોટ, અશ્વ આપ્યા એકસો તહાં, સાંભળો તેન જાત.

ગથન મારગે પરવરે, અરૂમુખી પાટાળી ભાત. હસ્તી એક એરાવતી, અંગે શોભે શુભ સાજ; પલાણે ફરતાં મોતિ સહિ, મધ જડિ પમ- વાળ વાહન બીજા અતિ ઘણાં, તેનિ સોભાનો નહિ પાર; કવિ કહે શું વરણવું, એ રચના એ ઠાર. એક સો દાસિ આપી સહી, એક એકથી અદકુ રૂપ, સો રાક્ષસ આપ્યા સાથમાં, તે સાથે બોલ્યો ભુપ. સીરકરસ્થાન મુકીને આવજો, પાછા આપણે મુકામ; કુલની પ્રમાણે મુકજો; એમ બોલે તે ઠામ બંકાવળીને સાસરવાસો કરયો, અપરમપાર અપાર; આભુષણુ ભાત ભાતનાં વીદાય કરયાં તે ઠાર, નર નારિને વિદાય કરયાં. સજનને મળવા જાય મળી ભેટી પાછા ફરયાં આણંદ અંગ ન માય. રાજા રાણી પાછાં ફરયાં. મળી ભેટી તે દિશ, રાજ- કુંવર ત્યાં નીસરયાં, સસરાને નામી શીશ, વાજતે ગાજતે પરવરયા. કુચ મુકામ જાય; રાક્ષસ સાથે ઝડપમાં આણંદ અંગ ન માય થોડા દિવસમાં આવીયાં, સિરકરસ્થાન મુકામ, પોતીકા બાગમાં ઉતરયા. પોહોતિ મનની હામ. ખબર રાણીને થઇ તહીં આવી પ્રેમદા નાર દુખ ગયું દિલડા તણુ, તેણે સજ્યા સોળ સણગાર, આવીને ચરણે નમી, આલીંગન દિધું તે ઠાર; સુખના સાગર ઉલટયા, મળિયો રાજ. કુંમાર બંકાવળી બેઠી જઇ, તે પણ રાખી પાસ; ત્રીજી નાર. હું તમ તણી, એમ કહી જોડયા હાથ એમ મળી ભેટી સહી ત્રણે નાર તે ઠાર; ઇંદ્ર તણી શોભા સવિ, સંધ કરે ત્રણ નાર.

ચોપાઇ—પછે રાજકુંવરે વિચારયુ તહી, પિતાને કાગળ લખાવો અહી, ત્રણ નારિ હું પરણ્યો આપ તે પિતા તણો પ્રતાપ એવું મનમાં ધારયું તે વાર. ત્રણે રાણીને પુછ્યા સમાચાર પિતા માતાને કહાવ્યું મહિ બંકાવળીને મળવા આવો અહિ, ત્યારે રાણિ કહે સાંભળો સજન તમને ગમે તે કરો આ દિન, સાસુ સસરાને મળીશું આજ, તો તો

સરશે મનમાં કાજ. એવી વાણી સાંભળી તે તણી, કાગળ લખવા બેઠા સહિ, પોતે મન આણી ઉલાસ, લખ્યો કાગળ ચિત્ત રાખી પાસ સ્વતશ્રી સીરકસ્તાન ગામ; રાજાજી જયસંગ નામ લખીતંગ તાજલ સુખ ગુલામ. કરજોડીને દંડ પ્રણામ, કાગળમાં લખી છે વિનતિ લખ્યા પ્રમાણે કરજો ભુપતિ, તમ પ્રતાપ પામ્યો બહુ, રાક્ષસિ માયા જીત્યા સહુ. ગાંધરવ લોકને વશ કર્યા, તે સરવે તમારી દયા, આપ સરા નારી પરણિ લાવીયો, તે સાથે બાગમાં આવીયો. તે માટે લખી મેં વિનતિ, મળવા આવજો પ્રથ્વીપતિ. તમો મળશો ત્યારે થાશે સુખ સત માનજો કહું છું સુખ. માટે કાગળ લખી મોકલ્યો સહિ. કાશદ સાથે મોકલ્યો તહી; એનો પ્રતિઉત્તર કાવજો, મળવાને વેહેલા આવજો

દોહરો—લખિ કાગળને આપયો, કાસદને તેણી વાર. સીરકસ્તાનમાં પરવરો, મારા પિતા તણું જ્યાં દ્વાર કાગળ જઇને આપજે સભાતણો જ્યાં સાથ, બીજા હાથે જાએ નહિ, આપજે હાથો હાથ એવું કહીને મોકલ્યો, સિરકસ્તાન તેણીવાર જઇ કરીને પોહોચીયો, ચાર ઘડી મોજાર, સભા ભરી બેઠા સહુ, કચેરીમાં તેણીવાર, ત્યાં કાસદે જઇ કરી, નમીને કરયો જુહાર મહારાજ કાગળ લાવીઓ, એમ કહી આપ્યો હાથ, રાજાએ કાગળ જોઇ કરી, ચાપ્યો હૈયા સાથ ઉકેલીને વાંચીયો. ખુશી થયો મનમાંહ્ય, ધન ધન દહાડો આજને ઉગ્યો શોભાથી ત્યાહે, વજીર વજીર તેડી વાણી કહી, કાગળ આવ્યો ગાંધર્વ લોકને વશ કરી, કન્યા લાવ્યો વીખ્યાત. માટે ત્યાં જાવું સહી લાવ્યો પદમણી નાર. અપસરા સહીત તે આવીયો, તેડે રાજકુંમાર, પછી જનાનો તઇયાર કરયો, જઇને કહ્યા સમાચાર, પછે કાસદને આપી આગના, તે ગયો બાગ મોજાર, હકીકત સહુ માંડી કહી, મળવા આવે રાજા આ ઠાર, રાજકુંવરે વસ્ત્ર ધરયાં, નારીએ સજ

કુમાર. સજ થઇ બેઠાં સહુ. જુવે ઘાટ નીરધાર. ત્યાં જનાનો સજ કરી. થયો રાય તઇયાર. ત્યારે ચાર. પુત્ર કહે. અમે આવીએ. મળવા ત્યાંય. રાજા કહે ચાલો સહી. અકલહીણા સાર જુવો આ દેવકન્યા લાવીયો. તમે રમ્યા ગુણકાને દ્વાર. અસ્વાર થઇને આવજો. મુજ પછવાડે રાજકુમાર જુવો ચતુરાઈ કુંવરની પછે કરજો મન વિચાર

ચોપાઇ—આવ્યાં માબાપ મળવાને કાજ. મળી ભેટીને બેઠા આજ, પોતાને વિતિ જે તહી. માબાપ આગળ માંડી કહિ બંકાવળી આવીને ચરણે નમી સાસુ સસરાને મનમાં ગમી. ઘણું ખુશી થયાતિણી વાર, મસ્તક હાથ મુકયો તે વાર સભા સહુ અચરત થઇ ખુશાલી સહુને વાધી તહી, ખાનપાન કરાવ્યાં મુખવાસ. મન મલે કરી ઉલાસ પછી પીતાએ માગી રજાય સભા સહુને કહ્યું છે ત્યાંય ચાલો અસવારી કરો તઇયાર બંકાવળીને આશીશ દીધી સાર, મળી કરીને ઘેરજ ગયા રાજકુંવર તે ઠામે. રહ્યા, એમ કરતાં ગયા બહુ દન. ત્યારે પછે શું વીત્યું મન. સરવે સાથે રંગે રમે. ભોજન મન ભાવતાં જમે. પછે નારીને ગરભ રહ્યો. બંકાવળીને પુત્રજ થયો. ઘણા દિવસ એમ કરતાં ગયા, રાજકુંવર ત્યાં મોટા થયા વરસ સાતનો થયો જેટલે. રાજરીત સમજ્યો તેટલે. બંકાવળી ઘણું હરખી મન. સ્વામી પ્રત્યે બોલી વચન એનો જનમ લ માવો અહી, રાજકુંવરે સાંભળ્યું છે તહિ, જોશી તેડાવી કીધુ કામ, જોશી બોલ્યો તેણે ઠામ નામ બળવંત પાડોજી તમો, લેખ પ્રમાણે કહું છું અમો. એવું સાંભળી થયો રળીઆત. પાડયું નામ મળી સહુ સાથ. વળી જોશી બોલ્યો તે ઠાર રાજકુંવર પ્રત્યે નીરધાર. ઘણો ભાગ્યશાળી છે એહ. સત્ય કરીને માનજો તેહ. આવું સાંભળ્યું જોશીવાર. અરખ્યા ઘણું તે રાજકુમાર નીલાં ખુશી થયા જન

સહુ. જોશીને ધન આપ્યું બહું; જોશી પોતાને ઘેરજ ગયા. દ્રવ્ય લેઇને સુખીયા થયા. એમ કરત વીસા બહુ દન, રાજકુંવરે વિચાર્યું મન; પુત્ર આપણો મોટો થયો, હેત ધરીને બોલજ કહયો. ત્યારે પુત્ર બોલ્યો તે વાણુ, સાંભળો માતાજી ચતુરસુજાણુ. દાદાજીને મળવાના કોડ નમીને કહુ છું કરજોડ. માટે જવા દોની તમો. ખુશી થઇને કહું છું અમો ત્યારે વીચાર્યું પોતે મન, સાંભળી વચન બોલ્યો રાજન પુત્રજી તમે કહ્યું નીરવાણુ, ઇયાદ આવ્યું જલંદપુર જાણુ. તેને તેડવા મોકલ્યા છે દાસ, પુત્રનું મુખ જોવાને કાજ.

દોહરો—રાજકુંવર એમ બોલીયા, સાંભળ બળવંત તન જાઓ મળીને આવજો,આજથી ચોથે દન, માણુસ દાદાજીનું આવીયું. તમને તેડવા કાજ, તેની સાથે પરવરો, ઘોડે ચડોને આજ ત્યાંથી પુત્ર પરવર્યો. ગયો સીરકસાતાન મોઝાર, રાજ સભામાં આવી કરી, ચરણે લાગ્યો તેણીવાર, જલદસંગ ઘણું રીઝીઓ, તેડયો પુત્રને પાસ, ખોળામાં બેસાડી કરી, ચુંબન દીધું ગાલ પુત્ર દેખીને ઘણું હરખીયો, ઉલટ અંગ ન માય; ચતુરાઇ દીઠી ચોગણી, ખુશી થયા મનમાંય. રાજાએ વીચાર્યું મન વીષે. ભાગ્યશાળી છે એહ, હવે હું તો વરધ થયો. :વિચાર કર્યો પછી તેહ. વજીર તેડયો પોતા તણો, વિચાર કર્યો તે સાથ; વજીરને કહ્યું મુખ થકી. એને પાટે બેસાડું આજ. જોશી બોલાવીને પુછયું સુભ મહુરત નીરધાર, તે બતાવો મુજને નીશ્ચે કરી આ વાર સભા ભરાઇ બેઠી સહી ઉલટ સહુને મન. ગોળ ધાણા વેંચે કરી. બોલ્યો વચન. સભા. સહુજ ખુશી રાજાએ કરયું એ કામ. બળવંતને તેડી કરી, બેસાડયો તેણે ઠામ. રાજ્યાસન બેસાડીયાં, વાગ્યાં ઢોલ નિશાન જેજેકાર સભામાં થયો. ખુસી થયા સઉ જન. રાજાએ સાંભળ્યું, હરખ્યા ઘણાં મન માંહ. પુત્રનો પુત્ર રાજ પામીયો, આનંદ અંગન

થાય. રાજ ચલાવે આનંદથી, રાજા રીઝ્યો મન. ખબર થઇ કાકા આ· રને, તે ઉદાસ થાય મન. અમ છતાં રાજ એ કરે કોના ઘરનો ન્યાય મુજ પીતાએ વીપરીત કરયું, એ તો શું કહેવાય. તેવું વિચારી નીસર્યા ગયા પીતાની પાસ, ત્યાં જઇને વીનતી કરી, એ શું કીધું વાત ત્યાંને પીતા કહે પુત્ર સંગ યોગ્ય નહીં તુમ રાજ, સૌકો તરસે એ થકી. માટે સોપીયું રાજનું કાજ. તમો રાજ ચલાવું શીખ્યા નથી. તો શું કરીએ કામ ગુલામી ડામ દેવડાવીયા. રમીયા. જુગટું તે ઠામ મોટી એબ તમને સહી. સઉ હરખ્યા પુરના લોક, તમે ખાઓપીઓ ખુબી કરો અલખ ભોગવો અપાર. હુકમ કરે બળવંતજી તે પ્રમાણે રહો આ વાર એવું કરીને મોકલ્યા. પુત્ર પેલા ચાર, નીચુ જોઇને તે ગયા, આવ્યા પોતાને દ્વાર.

છપ્પો—જુઠું દેહમાં દુઃખ ભુખ પણ તેથી ભુંડી; જુઠુ દેહનું કામ ઉખાડવું કાસદુ પણ કરવું જુડાથી જુઠુ કહે રાજ ગયા તણું.

દોહરો— તે ખબર ગઇ છે બાગમાં, હરખ્યો ઘણું તે રાય રાણીએ જઇને કહ્યું તમ પુત્ર પામીયો રાજ. બંકાવળી ઘણું રીઝયાં બીજી રીજી નાર; મુજ સદાયરનો પુત્ર તે પામ્યો રાજ. કારભાર ઘણો હરખ તાંહાં થઇ રહયો. વધામણાં ઘેર ઘેર હવે કાગળ આપીયો. રાજ પામો તેની પેર. પુત્ર રાજ પીતાનું કરે. પોતે ચલાવે ઘેર બાગબગીચા જોઇ કરી, હરખે છે બહુ પેર. ખાવ પીવે આનંદમાં, ઓછવ થાય ઘેર ઘેર; એ વાત રહી એટલે, કહું ચારે ભાઇની પેર,

ચોપાઇ—ચાર જણા વિચારજ કરે. સાનમાં ઘાટ પીતાનો વડે ઘણી ચતુરાઇ કરે છે સહી. પણ બળવંત સાથે ચાલે નહીં એમ થઇ

ગયા બહુ દન, કાયદી થયા પોતે રાજન આ આકુળવ્યાકુળપોતાનેમન બોલ્યા બળવંત મુખ વચન દાદાજી એક કહું વીનતી, તે સંભળાવી કાને કથી હું બળવંત વાહાલો છું ઘણું ન ચાલે ચાર કાકા તણું અતુલ્ય બળ મારૂં છે જાણુ ચાર કાકનું નવ ચાલે વાણુ ત્યારેરાજકેમ ન સોંપ્યું એહને,સત કરી માની લીધો મને આપ અખત્યારઆપીએ, સંદેહ મનનો ભાગીએ,એવી મોહોર કરી આપીએ સહી બળવંતનિ- શ્ચિંત બેઠા તહી નવ ચાલ્યું ચારનું તહી. મનમાં સમજીને રહ્યાસહી, હવે વાત એક નવી થઇ દાદાજી મરણ પામ્યા સહી બળવંતરાજ પોતાનું કરે, કાકાનું મનમાં નવ ધરે. ખાય પિયે ને ખુબી કરે.બીજી વાત મનમાં નવ ધરે એ વાત અહિયાથી રહી બકાવળી એ સાંભ- ળ્યું તહિ તેણે બળવંતને કહાવ્યું સહી, તમો કાકાને છેહ દેતા નહિ તમો ડાહ્યાને શું કહિએ કથી તમને શિખામણ દેતા નથી, તમો છો ચઉદ વિદ્યા ગુણ જાણ, તેમાં ઝાઝું શું કહીએ વાણ, વેદ પુરાણ કહીએ કથી, પિતા કાકામાં અંતર નથી. પીતાનું રાજ તે પુત્રજકરે ધરમ આપણો તેથી ફરે એવું કાગળમાં લખ્યું છે સહી, એકકાસદને મોકલ્યો તહી; જઇ કાસદે કર્યા પ્રણામ કાગળ કરમાં આપોતેઠામ, વાંચી હરખ્યું અંતકરણ માત પીતાના પામું ચરણ માતા વચન મિથ્યા નવ કરૂં, રઉરવ નરકમાં નહી સાંચરૂં.

દોહરો—બળવંત બુધી આગળે; વાંચ્યો માતાનો પત્ર;કાકાને ચરણે નમ્યો આપી મે નો છત્ર, અમલ પટો આપીયો વળી આપ્યો કરનો કટાર, રાજ્યાસન આપ્યું વળી, દીધો બહુ મનુ હાર. માત પિતાએ તેડાવીયો. અમો જઇશું અમારે ગામ, ખાઓ પિયો ને ખુબી કરો રાખજો પિતાનું નામ ચારે ચિ-

તમાં હરખીઆ દિધી બહુ આશીશ માત પિતાની ભક્તિ કરે. તેનો સનમુખ શ્રી જુગદીશ પછી આગ્ના માગી સંચર્યા,ઊલટઅંગ નમાય. પ્રદક્ષણા કરી પ્રણુમીયો. માતપિતાને પાય રૂપ દેખી રીઝી ઘણું કરી એવું શુભ કાજ. આપણે જઈએ બંકાપુરી. આપી પુત્રને રાજ. જોશી તેડયા જુગતશું આદર દીધાં માન લગનલાખેણું કહો તમો રાજતમેજેમ ભાણુ. ત્યારે જુગતે જોશી બોલીયા શુરૂ ઘર પ્રયોગ છે સાર. સાજ બેસાડો રિઝમાં. તપશે તેજ અપાર. વચન સુણી હરખ્યા ઘાપ્યું કિધાં સઘળાં કાજ. દાન પુન્ય કીધાં ઘણાં બળવંતને સોપ્યું રાજવિમાને બેસી બેઉ જણા. બંકાવલી મોઝાર માનવી રૂપ મટી ગયું, પામ્યા દેવાંશી અવતાર સુખ ભોગવે સ્વરગનું પામ્યા સુરપદ ધામ પ્રાક્રમ કીધાં અતિ ઘણાં જુગમાં રહે એક નામ.

ચોપાઇ—જેણે મુખે સમરયા શ્રી રામ, જુગમાં રહે એક એનું નામ અગ્નદાવ કીધા બહુ ઠામ કરયું જેણે પરમારથનું કામ. એ પામે વઇકુંઠ ધામ, જુગતે જશ વાધે પુર ગામ. જુગ જશ મનમાં જેહનો, કહે કવી તેને જીવતો જાણવો.

દોહરો—એવા પ્રાક્રમજે કરે રાખી હઇડામાં ધીર નામ રહે નવ ખંડમાં. જેવો વીક્રમવીર એ કથા જે સાંભળે કરે જે પુન્યને દાન આ લોકમાં જશ પામશે. પરલોકે બહુ માન બુદ્ધિ પ્રમાણે ચાતુરી ધરીને મન ઉલ્લાસ તે ગાય શીખેને. સાંભળે, તેનો વઇકુંઠ વાસ. શ્રોતા વકતા સાંભળે પોહોચે મનમાં કોડ. સામળ કહે સહુ બોલજો જય જય શ્રી રણછોડ.

સમાપ્ત.

| | |
|---|---|
| ભક્તશીરોમણી પાનાં ૨૫૬ કી. ૦–૧૦–૦ | દયાની દેવી સચીત્ર |
| પવિત્ર લીલાવતી (હરીગીતમાં) ૦–૬–૦ | નળ દમયંતી સચિત્ર ૦ |
| સતી તારામતી ,, ૦–૧૦–૦ | પંચીકરણ ગુજરાતી ૧–૮ |
| કોણ ચાલાક ? ,, ૦–૧૦–૦ | શુદ્ધ કાવ્ય દોહન કીં. ૧–૮–૦ |
| સદેવંત સાવળીંગા ૦–૧૦–૦ | સાચો સવાશેર ૦–૮–૦ |
| ન્યુ ખુબસુરત ગાયનમાળા સચિત્ર ૦–૮–૦ | સંત સમાજ ભજનાવલી સચીત્ર કીં. ૧–૦–૦ |
| મોટી ન્યુ ખુબસુરત ગાયનમાળા ૦–૧૨–૦ | બત્રીસ પુતળી મોટી પાકુ પુંઠુ સચિત્ર ૩–૦–૦ |
| વિજયા વિજય ૦–૧૦–૦ | "શોભના" સચીત્ર ૦–૬–૦ |
| સુદામાજી સચીત્ર ૦–૧૦–૦ | રણછોડ લીલા ભાગ ૧–૨ સચીત્ર દરેકના ૦–૬–૦ |

ગજરામારૂ, ગુલબંકાવળી, ખરાસકસ્તુરી, સુંદરકામદાર દરેક સચિત્ર કી. ૦–૮–૦

## પુસ્તકો વેચનાર વ્યાપારીઓને સુચના.

હાલમાં અમોએ સારાં, સસ્તાં ને સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે. નવાં નવાં સચિત્ર તેજદાર પુસ્તકો બહાર પડતાં જાય છે. આપ આપનું નામ નોંધાવશો તો છપાતાં નવાં પુસ્તકો જણાવતાં રહીશું.

## ગામેગામ એજન્ટ જોઇએ છે.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાના અમારાં સારાં સસ્તાં ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુંકી મુદતમાં ઘણો સારો નફો મેળવી શકશો.

ઉપરનાં તમામ પુસ્તકો તથા બીજા દરેક પુસ્તક મળવાનું સ્થળઃ—

# બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

